# બુદ્ધ અને મહાવીર


લેખક
કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા



પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

સં. ૧૯૮૫ કિં. ૦-૮-૦

શ્રી. ધર્માનંદજી કોસંબી

તથા

પં. શ્રી. સુખલાલજી સંઘવીને

સવિનય અર્પણ

# તારણ


બીજી આવૃત્તિનો ખુલાસો ... ... ૮

પ્રસ્તાવના ... ... ... ... ૧૧

## બુદ્ધ

મહાભિનિષ્ક્રમણ: (૧) જન્મ; (૨) સુખોપભોગ; (૩–૬) બુદ્ધનાં વિવેકબુદ્ધિ, વિચારો, મોક્ષની જિજ્ઞાસા, વૈરાગ્યની વૃત્તિ; (૭) મહાભિનિષ્ક્રમણ; (૮) સિદ્ધાર્થની કરુણા. ... ... ૩

તપશ્ચર્યા: (૧) ભિક્ષાવૃત્તિ; (૨–૫) ગુરુની શોધ–કાલામ મુનિને ત્યાં, અસંતોષ, પાછી શોધ–ઉદ્રક મુનિને ત્યાં, પુનઃ અસંતોષ; (૬–૮) આત્મપ્રયત્ન, દેહદમન, અન્નગ્રહણ; (૯) બોધપ્રાપ્તિ. ... ... ... ૧૦

સંપ્રદાય: (૧) પ્રથમ શિષ્યો; (૨) સંપ્રદાયનો વિસ્તાર; (૩) સમાજસ્થિતિ; (૪) મધ્યમ માર્ગ; (૫) આર્યસત્યો; (૬) બૌદ્ધ શરણત્રય; (૭–૧૦) બુદ્ધધર્મ, ગૃહસ્થના ધર્મો, ઉપાસકના ધર્મો, ભિક્ષુના ધર્મો; (૧૧) સંપ્રદાયની વિશેષતા. ૧૬

ઉપદેશ: (૧) આત્મપ્રતીતિ એ જ પ્રમાણ; (૨) દિશાવંદન; (૩) દશ પાપ; (૪) ઉપોસથવ્રત; (૫) સાત પ્રકારની પત્નીઓ; (૬) સર્વ વર્ણની સમાનતા; (૭) શ્રેષ્ઠ યજ્ઞ; (૮) રાજ્યસમૃદ્ધિના નિયમો; (૯) અભ્યુન્નતિના નિયમો; (૧૦) ઉપદેશની અસર; (૧૧–૧૫) કેટલાક શિષ્યો, પૂર્ણ, નકુલમાતાની સમજણ; (૧૬) ખરો ચમત્કાર. ... ... ૨૪

બૌદ્ધ શિક્ષાપદો (૧–૨) પ્રસ્તાવના; (૩) શિષ્યોના ધર્મ–પ્રાતઃકર્મ, વિચરણ, વાચાસંયમ, પ્રત્યાગમન, ભોજન, સ્નાન, નિવાસસ્વચ્છતા, અધ્યયન, ગુરુના દોષોની શુદ્ધિ, મંદવાડ; (૪) ગુરુના ધર્મો–અધ્યાપન, શિષ્યની સંભાળ, મંદવાડ, કર્મકૌશલ્ય; (૫) ભિક્ષુની લાયકાત–આરોગ્યાદિ, તૈયારી, ભિક્ષુનાં વ્રતો; (૬) ભાષા; (૭) અતિથિના ધર્મો; (૮) યજમાનના ધર્મો; (૯) વિદાય લેનારનાં કર્તવ્યો; (૧૦) સ્ત્રીઓ સાથે સંબંધ–એકાંતભંગ, પરિચર્યા, ભેટ; (૧૧) કેટલાંક પ્રમાણ–ખાટલો, આસન, કચ્છ પંચિયું ધોતી–પંચિયું, ચીવર; (૧૨) સભ્યતા–આસન અને ગતિ, ભોજન, શૌચ. ૪૩

કેટલાક પ્રસંગો અને અન્તઃ (૧) જ્ઞાનની કસોટી; (૨) મિત્રભાવના; (૩–૭) કૌશામ્બીની રાણી; (૮–૧૧) ખુનનો આરોપ; (૧૨–૧૮) દેવદત્ત; (૧૯–૨૦) શિલાપ્રહાર; (૨૧) હાથી ઉપર વિજય; (૨૨–૨૩) દેવદત્તની વિમુખતા; (૨૪) પરિનિર્વાણ; (૨૫) ઉત્તરક્રિયા, સ્તૂપો; (૨૬) બૌદ્ધતીર્થો; (૨૭) ઉપસંહાર; (૨૮) ખરી અને ખોટી પૂજા. ... ... ... ૫૫

નોંધ: વિવેકબુદ્ધિ (૬૫); સિદ્ધાર્થની ભિક્ષાવૃત્તિ (૬૭); સમાધિ (૬૮); સમાજ–સ્થિતિ (૭૦); શરણત્રય (૭૧); વર્ણની સમાનતા (૭૩) ૬૫–૭૩

## બીજી આવૃત્તિનો ખુલાસો

આ પુસ્તકની પહેલી આવૃત્તિ છપાયાને છ વર્ષ થયાં. લગભગ દોઢ બે વર્ષથી પહેલી આવૃત્તિ ખપી ગઈ હતી, અને એની બીજી આવૃત્તિ કાઢવાની ઇચ્છા ભાઇ રણછોડજી મીસ્ત્રીએ વારંવાર દર્શાવી હતી. પરંતુ હું મારી અનુમતિ આપવામાં આનાકાની કર્યા કરતો હતો, કારણકે (૧) નવજીવન પ્રકાશન મંદિરને મારાં પુસ્તકો આર્થિક દૃષ્ટિએ બહુ લાભદાયી નીવડયાં નથી, અને ભાઈ રણછોડજી મીસ્ત્રીને બીજી આવૃત્તિ કાઢવા જતાં એવી જ આર્થિક અડચણમાં ઉતરવું પડે એ મને ઠીક લાગતું નહોતું; (૨) જો કે પુસ્તકની પ્રસિદ્ધ થયેલી સમાલોચનાઓ બધી અનુકૂળ હતી, છતાં ગાંધીજીના સંબંધથી મારા સાથી જેવા કહી શકાય એવા એક મિત્રે એ પુસ્તકોનો બહુ બારીકીથી અભ્યાસ કરી એ ઉપર વાંધાઓની યાદી રજુ કરી છે. એમનો મત એવો થયો છે કે મેં આ પુસ્તકોમાં "રામની કેવળ વિડંબના કરી છે," "કૃષ્ણનો તો વળી ઘાણ જ કાઢી નાખ્યો છે," અને "બુદ્ધને માથે કરવામાં પણ બાકી નથી રાખ્યા." પોતે જૈન ન હોવાથી 'મહાવીર' વિષે એ ટીકા કરવા અસમર્થ હતા પરંતુ એક બે જૈન મિત્રોએ મહાવીરના મારા આલેખન વિષે પોતાનો તીવ્ર અસંતોષ પ્રગટ કર્યો હતો, અને 'ઇશુખ્રિસ્ત' વિષે બે ગૂજરાતી ખ્રિસ્તીઓના વાંધાઓ પણ આવેલા છે. 'સહજાનંદ સ્વામી'નું પુસ્તક સંપ્રદાયમાં અમાન્ય જેવું રહ્યું છે એમ કહેવાને હરકત નથી. આ સ્થિતિમાં પુસ્તક ફરીથી પ્રસિદ્ધ થાય તે પહેલાં ટીકાકારોની દૃષ્ટિથી મારે એ પુસ્તકો ફરી ફરી વિચારી જવાં જોઇએ અને એ જેમને ગમ્યાં હોય તેમને શા કારણથી ગમ્યાં એ જાણવું જોઇએ અને બીજી

આવૃત્તિને જરૂર પડે તો સુધારવી જોઈએ—એમ મને લાગ્યું. આ કારણથી બીજી આવૃત્તિ કાઢવા માટે મારો ઉત્સાહ મંદ હતો, પણ ભાઈ રણછોડજી મીસ્ત્રીનો આગ્રહ ચાલુ જ હોવાથી છેવટે મારે એમની ઇચ્છાને વશ થઈ બીજી આવૃત્તિ કાઢવા અનુમતિ આપવી પડી છે.

'અનુમતિ આપી છે' એટલે, અર્થાત્, પુસ્તક ફરીથી સુધારી પણ ગયો છું, અને કેટલોક ભાગ ફરીથી લખી નાંખ્યો છે. પણ જે સુધારો કર્યો છે તેથી મારા ટીકાકારોને સંતોષી શકીશ એવી ખાતરી આપી શકતો નથી. ઊલટું, આ જીવનચરિત્રોના પ્રતાપી નાયકો પ્રત્યે મારું વલણ જ્યાં ત્યાં પહેલી આવૃત્તિમાં મોઘમ રહેલું હતું તે વધારે સ્પષ્ટ થયું છે.

આ જીવનચરિત્રમાળાનું નામ નવજીવન પ્રકાશન મંદિરે પહેલી આવૃત્તિમાં "અવતારલીલા લેખમાળા" રાખેલું અને તે મેં રહેવા દીધું હતું. પણ એ નામની યોગ્યતા વિષે મારા મનમાં શંકા હતી જ. 'અવતાર' શબ્દની પાછળ સનાતની હિંદુના મનમાં જે વિશેષ કલ્પના રહેલી છે, તે કલ્પના મને માન્ય નથી એ તો પહેલી આવૃત્તિની પ્રસ્તાવના વાંચતાં જ સ્પષ્ટ થાય છે; અને તે કલ્પનાની સાથે પોષાતી ભ્રામક માન્યતા કાઢી નાંખ્યા છતાં રામ-કૃષ્ણાદિક મહાપુરુષો પ્રત્યે પૂજ્યભાવ જાળવી રાખવો એ આ પુસ્તકનો એક હેતુ છે એમ કહેવામાં હરકત નથી. વળી 'અવતાર' શબ્દ સાથે 'લીલા' શબ્દનું જોડાણ વૈષ્ણવ સંપ્રદાયોમાં ખાસ પ્રકારની માન્યતા નિર્માણ કરે છે, અને 'લીલા' શબ્દ અનર્થમૂલક પણ થયો છે એમ મને લાગ્યું છે. આથી 'અવતાર-લીલા લેખમાળા' એ નામ કાઢી નાંખ્યું છે.

પણ, મેં પ્રસ્તાવનામાં 'અવતારી પુરુષો' એવા શબ્દો

આ ચરિત્રનાયકો વિષે વાપર્યા હતા અને તે ઉપરથી પ્રકાશકે 'અવતારલીલા લેખમાળા' એવું નામ રાખ્યું હોય એ સંભવિત છે. 'અવતારી' શબ્દ સ્વામિનારાયણ સંપ્રદાયમાં ખાસ અર્થમાં વપરાય છે, અને એનો અર્થ 'અવતાર કરાવનાર' અથવા 'રામ-કૃષ્ણાદિક અવતારોનો પણ નિયંતા' એવો થાય છે. એ અર્થમાં પણ મેં એ શબ્દ વાપર્યો નહોતો. પણ મરાઠી ભાષામાં 'અવતારી પુરુષ' એક રૂઢિપ્રયોગ છે, અને તેનો અર્થ કેવળ વિશેષ વિભૂતિમાન પુરુષ એટલો જ થાય છે; અને એ રીતે શિવાજી, રામદાસ, તુકારામ, એકનાથ, લોકમાન્ય તિલક વગેરે કોઈ પણ લોકોત્તર કલ્યાણકર શક્તિ પ્રગટ કરનાર જન 'અવતારી પુરુષ' કહેવાય છે. એ શબ્દો વાપરવામાં મારા મનમાં એટલી જ કલ્પના હતી. પરંતુ ગૂજરાતીમાં એ શબ્દપ્રયોગ ન હોવાને લીધે એથી થોડોક ઘોટાળો ઉત્પન્ન થયો છે, અને તેથી એ શબ્દપ્રયોગ આ આવૃત્તિમાંથી કાઢી નાંખ્યો છે.

આ ટૂંકાં ચરિત્રોની સાચી ઉપયોગિતા કેટલી? ઇતિહાસ, પુરાણ કે બૌદ્ધ-જૈન-ખ્રિસ્તી શાસ્ત્રોનો બારીક અભ્યાસ કરી, ચિકિત્સક વૃત્તિથી મેં કાંઈ નવું સંશોધન કર્યું છે એમ કહી શકાય એમ નથી. એ માટે વાચકે શ્રી. ચિંતામણિ વિનાયક વૈદ્ય કે શ્રી. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય વગેરેનાં વિદ્વત્તાપૂર્ણ પુસ્તકોનો અભ્યાસ કરવો જોઈએ. વળી ચરિત્રનાયકો વિષે અ-સાંપ્રદાયિક દૃષ્ટિ રાખ્યા છતાં રોજના ધાર્મિક વાંચનમાં ઉપયોગી થઈ શકે એવાં ઢબ કે વિસ્તારથી મારાં ચરિત્રો લખાયેલાં નથી. એવાં પુસ્તકની જરૂર છે એમ હું માનું છું, પરંતુ તે કાર્ય ઉપાડવા માટે જે અભ્યાસ જોઈએ તે માટે હું સમય કે શક્તિ મેળવી શકીશ એવો સંભવ જણાતો નથી. ત્યારે, મારી આ લેખમાળાનું પ્રયોજન આટલું જ છે.

માણસ સ્વભાવથી જ કોઇકને પૂજતો હોય છે જ: કેટલાકને દેવ કરીને પૂજે છે તો કેટલાકને મનુષ્ય સમજતો છતાં પૂજે છે. જેને દેવ કરીને પૂજે છે, તેને પોતાથી અલગ જાતિનો સમજે છે; જેને મનુષ્ય રાખીને પૂજે છે, તેને એ પોતાનો—ઓછોવત્તો—આદર્શ કરીને પૂજે છે. રામ–કૃષ્ણ–બુદ્ધ–મહાવીર–ઇશુ વગેરેને જુદી જુદી પ્રજાના લોકો દેવ બનાવી—અ-માનવ કરી—પૂજતા આવ્યા છે. એને આદર્શ કરી એના જેવા થવાની હોંશ રાખી પ્રયત્ન કરી પોતાનો અભ્યુદય સાધવો એમ નહિ, પણ એનું નામોચ્ચારણ કરી, એમાં ઉદ્ધારક શક્તિનું આરોપણ કરી તેમાં વિશ્વાસ મૂકી પોતાનો અભ્યુદય સાધવો એ આજ સુધીની આપણી રીત છે. એ રીત ઓછીવત્તી પણ અંધશ્રદ્ધા—એટલે બુદ્ધિ ન ચાલે ત્યાં સુધીની જ માત્ર શ્રદ્ધા નહિ પરંતુ બુદ્ધિનો વિરોધ કરનારી શ્રદ્ધાની છે. વિચાર આગળ એ ટકી શકતી નથી.

જુદા જુદા મહાપુરુષોમાં એ દેવભાવ વધારે દૃઢ બનાવવાનો પ્રયત્ન એ જ સર્વે સંપ્રદાયોના આચાર્યો, સાધુઓ, પંડિતો વગેરેનાં જીવનકાર્યનો ઇતિહાસ થયો છે. એમાંથી ચમત્કારોની, ભૂતકાળમાં થયેલી આગાહીઓની અને ભવિષ્ય કાળ માટે કરેલા અને સાચા પડેલા વર્તારાઓની આખ્યાયિકાઓ રચાયેલી છે, અને એનો વિસ્તાર એટલો બધો વધી ગયો છે કે જીવનચરિત્રમાંથી સેંકડે નેવું કે એથી વધારે પાનાં એ જ વસ્તુથી ભરેલાં હોય છે. આનું સામાન્ય જનતાના મન ઉપર એવું પરિણામ થયું છે કે માણસની એનામાં રહેલી પવિત્રતા, લોકોત્તર શીલ-સંપન્નતા, દયા આદિ સાધુ અને વીર પુરુષના ગુણોને લીધે એની કિંમત એ આંકી શકતા નથી, પણ ચમત્કારની અપેક્ષા રાખે છે, અને ચમત્કાર કરવાની શક્તિ એ

મહાપુરુષનું આવશ્યક લક્ષણ માને છે. શિલાની અહલ્યા કરવાની, ગોવર્ધનને ટચલી આંગળી પર ઊંચકવાની, સૂર્યને આકાશમાં થોભાવી રાખવાની, પાણી પરથી ચાલી જવાની, હજારો માણસોને એક ટોપલી રોટીથી જમાડવાની, મર્યા પછી સજીવન થવાની—વગેરે વગેરે દરેક મહાપુરુષના ચરિત્રમાં આવતી વાર્તા એના રચનારાઓએ જનતાને આ રીતે ખોટા દૃષ્ટિબિંદુમાં ચઢાવી દીધી છે. આવા ચમત્કારો કરી બતાવવાની શક્તિ સાધ્ય હોય તો યે તેથી જ કોઈ માણસ મહાપુરુષ કહેવડાવવાને લાયક ન ગણાવો જોઈએ. મહાપુરુષોની ચમત્કારો કરવાની શક્તિ કે 'અરેબિયન નાઈટ્સ' જેવાં પુસ્તકોમાં આવતી જાદુગરોની શક્તિ એ બેઉની કિંમત માણસાઈની દૃષ્ટિએ સરખાં જેવી જ છે. એવી શક્તિ હોવાથી કોઇ પૂજ્યપાત્ર ન થવો જોઇએ. રામે શિલાની અહલ્યા કરી, કે પાણી પર પથ્થર તરાવ્યા એ વાત કાઢી નાંખીએ, કૃષ્ણ કેવળ માનુષી શક્તિથી જ પોતાનું જીવન જીવ્યા એમ કહીએ, ઇશુએ એક પણ ચમત્કાર બતાવ્યો નહોતો એમ માનીએ, છતાં રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઇશુ વગેરે પુરુષો માનવજાતિના શું કામ પૂજ્યપાત્ર છે એ દૃષ્ટિથી આ ચરિત્ર આલેખવાનો પ્રયત્ન છે. એ કેટલાકને ન રુચે એ સંભવિત છે; પણ એ જ સાચી દૃષ્ટિ છે એમ મારી ખાતરી છે અને તેથી એ રીતને ન છોડવાનો મેં આગ્રહ રાખ્યો છે.

મહાપુરુષોને નિહાળવાનું આ દૃષ્ટિબિંદુ જેમને માન્ય હોય તેમને માટે આ પુસ્તક છે.

વીલે પાર્લે
ફાગણ વદ ૩૦
સંવત ૧૯૮૫
} કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

# પ્રસ્તાવના

આ નાનકડી પુસ્તકમાળામાં જુદી જુદી પ્રજાઓમાં અતિશય પૂજાયેલા કેટલાક મહાપુરુષોનો ટૂંકો જીવનપરિચય કરાવવા ધાર્યું છે. આ પરિચય કરાવવામાં જે દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખ્યું છે એ વિષે બે શબ્દ લખવા આવશ્યક છે.

આપણે હિન્દુઓ માનીએ છીએ કે જ્યારે પૃથ્વી પરથી ધર્મનો લોપ થાય છે, અધર્મ વધી પડે છે, અસુરોના ઉપદ્રવથી સમાજ પીડાય છે, સાધુતાનો તિરસ્કાર થાય છે, નિર્બળનું રક્ષણ થતું નથી, ત્યારે પરમાત્માના અવતારો પ્રકટ થાય છે. પણ અવતારો કેવી રીતે પ્રકટ થાય છે, એ પ્રકટ થાય ત્યારે એમને કેવે લક્ષણે ઓળખવા અને એમને ઓળખીને અથવા એમની ભક્તિ કરીને આપણા જીવનમાં કેવા ફેરફાર કરવા એ જાણવું જરૂરનું છે.

સર્વત્ર એક પરમાત્માની શક્તિ—સત્તા—જ કાર્ય કરી રહી છે. મારામાં—તમારામાં—સર્વેમાં એક જ પ્રભુ વ્યાપી રહ્યો છે. એની જ શક્તિથી સર્વેનું હલન—ચલન—વલણ છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, ઇશુ વગેરેમાં પણ એ જ પરમાત્માની શક્તિ હતી. ત્યારે આપણામાં અને રામ કૃષ્ણાદિકમાં શો ફેર? એ પણ મારા—તમારા જેવા જ મનુષ્ય દેખાતા હતા; એમને પણ મારી—તમારી માફક દુ:ખો વેઠવાં પડયાં હતાં અને પુરુષાર્થ કરવો પડયો હતો; છતાં આપણે એમને અવતાર શા માટે કહીએ છીએ? હજારો વર્ષ વીતી ગયાં છતાં શું કામ આપણે એમને પૂજીએ છીએ?

'આત્મા સત્યકામ—સત્યસંકલ્પ છે' એવું વેદવચન છે. જે આપણે ધારીએ, ઇચ્છીએ તે પ્રાપ્ત કરી શકીએ એવો એનો અર્થ થાય છે. જે શક્તિને લીધે આપણી કામનાઓ

સિદ્ધ થાય છે એને જ આપણે પરમેશ્વર—પરમાત્મા-બ્રહ્મ-કહીએ છીએ. જાણેઅજાણે પણ એ જ પરમાત્માની શક્તિનું આલમ્બન—શરણ—લઇ આપણે જે સ્થિતિમાં આજે છીએ તે સ્થિતિ પ્રાપ્ત કરી છે; અને ભવિષ્યમાં જે સ્થિતિ પ્રાપ્ત કરીશું તે પણ એ જ શક્તિનું આલમ્બન લઇને કરીશું. રામ—કૃષ્ણે પણ એ જ શક્તિનું આલમ્બન લઈ પૂજનીય બને એવું પદ પ્રાપ્ત કર્યું હતું; હવે પછી જે મનુષ્યજાતિના પૂજાપાત્ર થશે તે પણ એ જ શક્તિનું આલમ્બન લઇને. આપણામાં અને એમનામાં ફરક એટલો કે આપણે મૂઢપણે—અજાણપણે એ શક્તિનો ઉપયોગ કરીએ છીએ; એમણે બુદ્ધિપૂર્વક એનું આલમ્બન લીધેલું.

બીજો ફરક એ કે આપણે આપણી ક્ષુદ્ર વાસનાઓને તૃપ્ત કરવા પરમાત્મા શક્તિનો ઉપયોગ કરીએ છીએ. મહાપુરુષની આકાંક્ષાઓ, એમના આશયો મહાન અને ઉદાર હોય છે; એને જ માટે એ આત્મબળનો આશ્રય લે છે.

ત્રીજો ફરક એ કે સામાન્ય જનસમાજ મહાપુરુષોનાં વચનોને અનુસરનારો અને એમના આશ્રયથી તથા એમના ઉપરની શ્રદ્ધાથી પોતાનો ઉદ્ધાર માનનારો હોય છે. જૂનાં શાસ્ત્રો એ જ એમનો આધાર હોય છે. મહાપુરુષો કેવળ શાસ્ત્રોને અનુસરનારા નથી હોતા; એ શાસ્ત્રોના રચનારા અને ફેરવનારા પણ થાય છે. એમનાં વચનો એ જ શાસ્ત્રો થાય છે અને એમનાં આચરણો એ જ અન્યને દીવાદાંડી રૂપ થાય છે. એમણે પરમતત્ત્વ ઓળખી લીધું છે. એમણે પોતાનું અન્તઃકરણ શુદ્ધ કર્યું છે. એવા સજ્ઞાન, સવિવેક અને શુદ્ધ ચિત્તને જે વિચાર સૂઝે, જે આચરણ યોગ્ય લાગે તે જ સચ્છાસ્ત્ર, તે જ સદ્ધર્મ. કોઇ પણ બીજાં શાસ્ત્રો એમને બાંધી શકતાં નથી કે એમના નિર્ણયમાં ફરક પાડી શકતાં નથી.

આપણે આપણા આશયોને ઉદાર બનાવીએ, આપણી આકાંક્ષાઓને ઉચ્ચ બાંધીએ અને પ્રભુની શક્તિનું જ્ઞાનપૂર્વક આલમ્બન લઇએ તો આપણે અને અવતાર ગણાતા પુરુષો તત્ત્વતઃ જુદા નથી. વીજળીની શક્તિ ઘરમાં ગોઠવાયેલી છે; એનો ઉપયોગ આપણે એક ક્ષુદ્ર ઘંટડી વગાડવામાં કરી શકીએ તેમજ તે વડે દીવાની પંક્તિથી આખા ઘરને શણગારી શકીએ. તે જ પ્રમાણે પરમતત્ત્વ આપણા પ્રત્યેકના હૃદયમાં વિરાજી રહ્યું છે; એની સત્તા વડે આપણે એક ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ કરી શકીએ અથવા મહાન અને ચારિત્રવાન થઈ સંસારને તરી જઇએ અને બીજાને તારવામાં મદદગાર થઇએ.

મહાપુરુષોએ પોતાની રગેરગમાં અનુભવાતા પરમાત્માના બળથી પવિત્ર થવા, પરાક્રમી થવા, પરદુઃખભંજન થવા આકાંક્ષા ધરી. એમણે એ બળ વડે સુખદુઃખથી પર, કરુણહૃદયી, વૈરાગ્યવાન, જ્ઞાનવાન અને પ્રાણીમાત્રના મિત્ર થવા ઈચ્છા કરી. સ્વાર્થના ત્યાગથી, ઇંદ્રિયોના જયથી, મનના સંયમથી, ચિત્તની પવિત્રતાથી, કરુણાની અતિશયતાથી પ્રાણીમાત્ર તરફના અત્યન્ત પ્રેમથી, બીજાનાં દુઃખોનો નાશ કરવા પોતાની સર્વ શક્તિ અર્પણ કરવા માટેની નિરન્તર તત્પરતાથી, પોતાની અત્યંત કર્તવ્યપરાયણતાથી, નિષ્કામતાથી, અનાસક્તિથી અને નિરહંકારીપણાથી, ગુરુજનોને સેવી તેમના કૃપાપાત્ર થવાથી એ મનુષ્યમાત્રને પૂજનીય થયા.

આપણે ધારીએ તો આપણે પણ એવા પવિત્ર થઇ શકીએ, એવા કર્તવ્યપરાયણ થઇ શકીએ, એટલી કરુણાવૃત્તિ કેળવી શકીએ, એવા નિષ્કામ, અનાસક્ત અને નિરહંકારી થઈ શકીએ. એવા થવાનો આપણો નિરન્તર પ્રયત્ન રહે એ જ તેમની ઉપાસના કરવાનો હેતુ. જેટલે અંશે

આપણે એમના જેવા થઇએ તેટલે અંશે જ આપણે એમની સમીપ પહોંચ્યા કહેવાય. જો આપણો એમના જેવા થવા પ્રયત્ન ન હોય તો આપણે કરેલું એમનું નામસ્મરણ પણ વૃથા છે, અને એ નામસ્મરણથી એમની સમીપ જવાની આશા રાખવી પણ વૃથા છે.

આ જીવન–પરિચય વાંચી વાંચનાર મહાપુરુષોને પૂજતો થાય એટલું બસ નથી. એમની મહત્તા શાને લીધે છે તે પારખવા શક્તિમાન થાય અને તેમના જેવા થવા પ્રયત્નશીલ થાય તો જ આ પુસ્તક વાંચવાનો શ્રમ સફળ થયો ગણાય.

છેવટમાં એક વાક્ય લખવું ઘટે છે. આમાં જે કાંઈ નવું છે તે વિચારો મને પ્રથમ સૂઝ્યા છે એમ નથી કહી શકતો. મારા જીવનના ધ્યેયમાં તથા ઉપાસનાના દૃષ્ટિબિન્દુમાં પરિવર્તન કરી નાંખનાર, મને અંધારામાંથી અજવાળામાં લઈ જનાર મારા પૂજ્યપાદ ગુરુદેવનો એ માટે હું ઋણી છું. છતાં એમાં જે ખામી હોય તે મારા જ વિચાર અને ગ્રહણશક્તિની સમજવી.

રામ અને કૃષ્ણના લેખો માટે હું રા. બા. ચિન્તામણિ વિનાયક વૈદ્યનાં એ અવતારોનાં ચરિત્રોના ગૂજરાતી અનુવાદકોનો અને બુદ્ધદેવના ચરિત્ર માટે શ્રી. ધર્માનંદ કોસંબીના 'બુદ્ધલીલા–સાર–સંગ્રહ' અને 'બુદ્ધ, ધર્મ અને સંઘ'નો ઋણી છું. મહાવીરની વસ્તુ બહુધા હેમાચાર્ય કૃત 'ત્રિષષ્ઠિ શલાકા પુરુષ'ને આધારે છે અને ઇશુ માટે 'બાઇબલ'નો ઉપયોગ કર્યો છે.

માગસર વદ ૧૧,<br>સંવત ૧૯૮૫ } કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

## મહાભિનિષ્ક્રમણ

નિત્ય બળતા અગ્નિમાં આ હાસ્ય ને આનંદ શા ?
અંધારે અથડાતા, હે, શોધો દીવો ન કાં ભલા ?*

જન્મ

આશરે ૨૫૦૦ વર્ષ પૂર્વે હિમાલયની તળેટી આગળ ચમ્પારણ્યની ઉત્તરે નેપાળની તરાઈમાં કપિલવસ્તુ નામે એક નગરી હતી. શાક્ય[1] કુલના ક્ષત્રિયોનું ત્યાં એક નાનકડું મહાજનસત્તાક રાજ્ય હતું. શુદ્ધોદન નામે એક શાક્ય તેમનો અધ્યક્ષ હતો. તેને 'રાજા' એવું પદ હતું. શુદ્ધોદન ગૌતમવંશની[1] માયાવતી અને મહાપ્રજાપતિ નામે બે બહેનો જોડે પરણ્યો હતો. માયાવતીને પેટે એક પુત્રનો જન્મ થયો, પણ તેના જન્મ પછી સાત દિવસમાં જ તે પરલોકવાસી થઈ અને તેને ઉછેરવાનો ભાર મહાપ્રજાપતિ ઉપર પડયો. એણે બાળકને પેટના દીકરા પ્રમાણે ઊછેર્યો અને એ બાળકે પણ એને સગી માતાની જેમ ચાહી. આ બાળકનું નામ સિદ્ધાર્થ.

---

* को नु हासो किमानन्दो निच्चं पज्जलिते सति ।
अन्धकारेन ओनद्धा पदीपं न गवेसथ ॥

(धम्मपद)

૧ આ કારણે બુદ્ધ, શાક્ય અને ગૌતમ મુનિના નામે પણ ઓળખાય છે.

૨. શુદ્ધોદને સિદ્ધાર્થને અતિ લાડમાં ઉછેર્યો. એણે

**સુખોપભોગ** રાજકુમારને છાજે એવી એને કેળવણી આપી ખરી, પણ સાથે સાથે સંસારના વિલાસો પૂરા પાડવામાંયે મણા રાખી નહિ. યશોધરા નામે એક ગુણવાન કન્યા જોડે એનું લગ્ન થયું હતું અને તેનાથી રાહુલ નામે એક છોકરો એને થયો હતો. પોતાના ભોગોનું વર્ણન સિદ્ધાર્થે આ પ્રમાણે કર્યું છેઃ—

"હું બહુ સુકુમાર હતો. મારા સુખ માટે મારા પિતાએ તળાવ ખોદાવી તેમાં વિવિધ પ્રકારની કમલિનીઓ વાવી હતી. મારાં વસ્ત્રો રેશમી હતાં. ટાઢ તાપની મારા ઉપર અસર ન થાય એટલા માટે મારા સેવકો મારી ઉપર શ્વેત છત્ર ધરતા. શિયાળા માટે, ઊનાળા માટે અને ચોમાસા માટે મારા જુદા જુદા ત્રણ રાજમહેલ હતા. જ્યારે હું ચોમાસા માટે બાંધેલા મહેલમાં રહેવા જતો ત્યારે ચાર મહિના સુધી બહાર ન નીકળતાં, સ્ત્રીઓનાં ગીત અને વાદ્ય સાંભળી કાલક્રમણ કરતો. બીજાઓને ત્યાં સેવકોને હલકા પ્રકારનું અન્ન અપાતું, પણ મારે ત્યાં મારાં દાસ-દાસીઓને ઉત્તમ ખોરાક સાથે ભાત અપાતો હતો."*

૩. આ રીતે એની જુવાની ચાલી જતી હતી.

**વિવેકબુદ્ધિ** પણ આટલા એશઆરામમાં યે સિદ્ધાર્થનું ચિત્ત ઠેકાણે હતું. બાળપણથી જ એ વિચારશીલ અને એકાગ્ર ચિત્તવાળો હતો. જે

* 'બુદ્ધ, ધર્મ અને સંઘ' માંથી.

નજરે પડે તેનું બારીકાઇથી નિરીક્ષણ કરવું અને એની ઉપર અત્યન્ત વિચાર કરવો, એવો એનો સહજ સ્વભાવ હતો. સદૈવ વિચારશીલ રહ્યા વિના કયા પુરુષે મહત્તા મેળવી છે? અને કયો પ્રસંગ એવો તુચ્છ હોઈ શકે કે જે વિચારી પુરુષના જીવનમાં અદ્‌ભુત ફેરફાર કરી મુકવા સમર્થ ન થાય?+

વિચારો

૪. સિદ્ધાર્થ જુવાની કેવળ ભોગવતો જ નહોતો, પણ જુવાની એટલે શું, તેના આરંભમાં શું અને અન્તમાં શું, એ વિચારતો પણ હતો. એશઆરામ ભોગવતો હતો એટલું જ નહિ, પણ એશઆરામ એટલે શું, એનું સુખ કેટલું, એમાં દુઃખ કેટલું, એ ભોગનો સમય કેટલો, એનો વિચાર પણ કરતો હતો. એના વિચારો આ પ્રમાણે હતાઃ—

"આવી સંપત્તિનો ઉપભોગ લેતાં લેતાં મારા મનમાં એવો વિચાર આવ્યો કે અવિદ્વાન સામાન્ય મનુષ્ય પોતે ઘડપણના સપાટામાં આવવાનો છે તો પણ ઘરડા માણસ તરફ જોઇ કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું ઘડપણના ફાંસામાં ફસાવાનો છું, માટે જો સામાન્ય મનુષ્યની જેમ જરાગ્રસ્ત માણસથી કંટાળું કે તેનો તિરસ્કાર કરું તો તે મને શોભે નહિ. આ વિચારને લીધે મારો જુવાનીનો મદ સમૂળગો જતો રહ્યો.

+ પાછળ 'સિદ્ધાર્થની વિવેકબુદ્ધિ' એ નોંધ જુઓ.

" અવિદ્વાન સામાન્ય મનુષ્ય પોતે વ્યાધિના સપાટામાં સપડાવાનો છે છતાં વ્યાધિગ્રસ્ત મનુષ્ય તરફ જોઇને કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું જાતે વ્યાધિના સપાટામાંથી છૂટ્યો નથી, અને વ્યાધિગ્રસ્તથી કંટાળું કે તેનો તિરસ્કાર કરું તો તે મને શોભે નહિ. આ વિચારથી મારો આરોગ્ય-મદ સમૂળગો જતો રહ્યો.

" અવિદ્વાન સામાન્ય મનુષ્ય પોતે મરણધર્મી હોવા છતાં મૃત શરીર તરફ જોઈ કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું પણ મૃતધર્મી છું, છતાં સામાન્ય મનુષ્યની પેઠે મૃતશરીર તરફ જોઇ કંટાળું કે તેનો તિરસ્કાર કરું તો તે મને શોભે નહિ. આ વિચારથી મારો જીવિતમદ તદ્દન ગળી પડ્યો. "*

**મોક્ષની જિજ્ઞાસા**

૫. જેની પાસે ઘર, ગાડી, ઘોડા, પશુ, ધન, સ્ત્રી, પુત્ર, દાસ–દાસી વગેરે હોય તે આ જગતમાં સુખી મનાય છે. મનુષ્યનું સુખ આ વસ્તુઓને આધારે છે એમ માનવામાં આવે છે. પણ સિદ્ધાર્થ વિચારવા લાગ્યો:

* 'બુદ્ધ, ધર્મ અને સંઘ'ને આધારે. સિદ્ધાર્થને ઘરડો, રોગી, શબ અને સંન્યાસીનું અનુક્રમે ઓચીંતું દર્શન થવાથી વૈરાગ્ય ઉપજ્યો, અને તે રાતોરાત ઘર છોડી એક દિવસે નીકળી ગયો, એવી પ્રચલિત કથા છે. એ કથાઓ કલ્પિત જણાય છે. જુઓ ઉપરના પુસ્તકમાં શ્રી. કોસંબીનું વિવેચન.

"હું પોતે જરાધર્મી છતાં, વ્યાધિધર્મી છતાં, મરણ-ધર્મી છતાં, શોકધર્મી છતાં, જરા, વ્યાધિ, મરણ અને શોકથી સંબંધ રાખનારી વસ્તુઓ ઉપર મારા સુખનો આધાર માની બેઠો છું એ ઠીક નથી." જે પોતે દુઃખરહિત નથી, તેનાથી બીજાને સુખ કેમ થઈ શકે? માટે જ્યાં જરા, વ્યાધિ, મરણ કે શોક ન હોય એવી વસ્તુની ખોળ કરવી યોગ્ય છે અને એનો જ આશ્રય લેવો જોઇએ.

**વૈરાગ્યની વૃત્તિ**

૬. આ વિચારમાં જે પડે તેને સંસારનાં સુખોમાં શો રસ રહે? જે સુખ નાશવંત છે, જેનો ભોગ એક ક્ષણ પછી જ, કેવળ ભૂતકાળની સ્મૃતિરૂપ થઈ રહે છે, જે ઘડપણ, રોગ અને મરણને નજીક ને નજીક ખેંચી લાવે છે, જેનો વિયોગ શોકને કરાવવાવાળો છે, એ સુખ અને ભોગમાંથી એનું મન ઉદાસ થઈ ગયું. જેના ઘરમાં કોઈ પ્રિય મનુષ્ય દિવાળીને દહાડે 'હમણાં મરશે' એવી સ્થિતિમાં હોય, તેને તે દિવસે પકવાન્ન વહાલાં લાગે? કે રાત્રે દીપાવલિ જોવા જવાની ઇચ્છા થાય? તેમ સિદ્ધાર્થને દેહનું જરા, વ્યાધિ અને મરણમાં થનારૂં આવશ્યક રૂપાન્તર ક્ષણે ક્ષણે દેખાતું હોવાથી એને સુખોપભોગ તરફ કંટાળો આવી ગયો. એ જ્યાં ત્યાં એ વસ્તુઓને નજીક આવતી જોવા લાગ્યો અને તેથી પોતાનાં સગાંવહાલાં, દાસદાસી વગેરેને એ સુખની પાછળ જ વલખાં મારતાં જોઈ એનું હૃદય

કરુણાથી ભરાઈ જવા લાગ્યું. લોકો આવા જડ કેમ હશે? વિચાર કેમ કરતા નહિ હોય? આવાં તુચ્છ સુખ માટે કેમ આતુર થતા હશે? વગેરે વિચારો એને આવવા લાગ્યા. પણ આ વિચારો કયારે કહી શકાય? એ સુખને બદલે બીજું કોઇક અવિનાશી સુખ બતાવી શકાય તો જ એ વાતો કાઢવી કામની છે. એવું સુખ શોધ્યે જ છૂટકો. પોતાના હિત માટે એ સુખ જ મેળવવું જોઇએ અને પ્રિય જનો ઉપર ખરું હેત બતાવવું હોય તોપણ અવિનાશી સુખ જ શોધવું જોઇએ.

મહાભિનિષ્ક્રમણ

૭. "આવા વિચારોમાં કેટલોક વખત ગયા પછી, જો કે તે વખતે હું (૨૯ વર્ષનો) જુવાન હતો, મારો એક પણ વાળ પાકયો ન હતો, અને મારાં માબાપ મને પરવાનગી દેતાં ન હતાં, આંખોમાંથી નીકળતા અશ્રુપ્રવાહથી તેમના ગાલ ભીંજાઈ ગયા હતા, અને તેઓ એક સરખાં રડયાં કરતાં હતાં, તોપણ હું શિરોમુંડન કરી ભગવાં પહેરી, ઘરમાંથી બહાર નીકળી ગયો.*"

સિદ્ધાર્થની કરુણા

૮. આમ સગાંસંબંધી, માતાપિતા, પત્નીપુત્ર વગેરેને છોડવામાં સિદ્ધાર્થ કાંઈ નિષ્ઠુર ન હતો. એનું હૃદય તો પારિજાતકથી પણ કોમળ થયું હતું. પ્રાણીમાત્ર વરફ પ્રેમભાવથી છલકાતું હતું. જીવવું તો જગતના

* 'બુદ્ધ, ધર્મ અને સંઘ'માંથી.

કલ્યાણને માટે જ એમ એને લાગવા માંડયું હતું. કેવળ પોતે મોક્ષ પ્રાપ્ત કરવો એટલી જ ઇચ્છાથી એ ગૃહત્યાગ માટે પ્રેરાયો ન હતો, પણ જગતમાં દુઃખનિવારણનો કોઇ ઉપાય છે કે નહિ એનો શોધ આવશ્યક હતો, અને તેને માટે જે ખોટાં જણાયાં છે એવાં સુખનો ત્યાગ ન કરવો તે તો મોહ જ ગણાય એમ વિચારી સિદ્ધાર્થે સંન્યાસધર્મ સ્વીકારી લીધો.

# તપશ્ચર્યા

અપ્રજ્ઞને નહી ધ્યાન, ના પ્રજ્ઞા નહિ-ધ્યાનીને;
પ્રજ્ઞા ને ધ્યાનથી યુક્ત તેને નિર્વાણ પાસમાં.*

ઘર છોડી સિદ્ધાર્થ દૂર નીકળી ગયો. ચમારથી લઈને બ્રાહ્મણપર્યંત સર્વ જાતિના માણસો

ભિક્ષાવૃત્તિ

પાસેથી મેળવેલી ભિક્ષાને એક પાત્રમાં ભેગી કરીને તે ખાવા લાગ્યો. પહેલવહેલાં એને આમ કરવું બહુ જ આકરું લાગ્યું. પણ એણે વિચાર કર્યો: "અરે જીવ, તને કોઈએ સંન્યાસ લેવાની જબરદસ્તી કરી ન હતી. રાજીખુશીથી તેં આ વેષ લીધો છે; રાજસંપત્તિનો આનંદથી ત્યાગ કર્યો છે. હવે તને આ ભિક્ષાન્ન ખાવામાં શાનો કંટાળો આવે છે? મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદભાવ જોઈને તારું હૃદય ચીરાઈ જઈ; પણ હવે તારી પોતાની ઉપર હીન જાતિના માણસનું અન્ન ખાવાનો પ્રસંગ આવતાં જ તારા મનમાં એ લોકો વિષે અનુકમ્પા ન આવતાં કંટાળો કેમ આવે છે! સિદ્ધાર્થ, છોડી દે આ નબળાઈ! સુગંધી ભાતમાં અને હીન લોકોએ આપેલાં આ અન્નમાં તને ભેદભાવ ન લાગવો

---

* नत्थि झानं अपञ्ञस्स पञ्ञा नत्थि अज्झायतो।
यम्हि झानं च पञ्ञा च स वे निब्बानसन्तिके॥

(धम्मपद)

જોઈએ. આ સ્થિતિ તું પ્રાપ્ત કરીશ તો જ તારી પ્રવ્રજ્યા સફળ થશે." આ પ્રમાણે પોતાના મનને બોધ આપી વિષમદષ્ટિના સંસ્કારોનો સિદ્ધાર્થે દઢતાપૂર્વક ત્યાગ કર્યો.*

ગુરુની શોધ–કાલામ મુનિને ત્યાં

૨. હવે એ આત્યંતિક સુખનો માર્ગ બતાવનાર ગુરુને શોધવા લાગ્યો. પહેલાં એ કાલામ નામે એક યોગીનો શિષ્ય થઈ રહ્યો. એણે પહેલાં સિદ્ધાર્થને પોતાના સિદ્ધાન્તો શીખવ્યા. સિદ્ધાર્થ એ શીખી ગયો અને એ વિષયમાં કોઇ પણ કાંઈ પૂછે તો બરાબર એના ઉત્તર આપી શકે તથા એની જોડે ચર્ચા કરી શકે એવો કુશળ થયો. કાલામના ઘણા શિષ્યો આ પ્રમાણે કુશળ પંડિતો થયા હતા, પણ સિદ્ધાર્થને કાંઈ આટલેથી સંતોષ થયો નહિ. એને કાંઇ અમુક સિદ્ધાન્તો ઉપર વાદવિવાદ કરવાની શક્તિ જોઈતી નહોતી. એને તો દુઃખનું નિવારણ કરવાનું ઓસડ જોઇતું હતું. એ કેવળ વાદવિવાદથી કેમ મળે ? તેથી એણે પોતાના ગુરુને વિનયપૂર્વક કહ્યું: "મને આપના સિદ્ધાન્તોની માત્ર સમજણ નથી જોઇતી, પણ જે રીતે એ સિદ્ધાન્તો અનુભવાય તે રીત શીખવો." આ ઉપરથી કાલામ મુનિએ સિદ્ધાર્થને પોતાનો સમાધિમાર્ગ બતાવ્યો. એ માર્ગની સાત ભૂમિકાઓ હતી. સિદ્ધાર્થે એ સાતે ભૂમિકા ઝટ ઝટ સિદ્ધ

* પાછળ 'સિદ્ધાર્થની ભિક્ષાવૃત્તિ' એ નોંધ જુઓ.

કરી. પછી એણે ગુરુને કહ્યું: "હવે આગળ શું?" પણ કાલામે કહ્યું: "ભાઈ, હું આટલું જ જાણું છું. મેં જેટલું જાણ્યું તેટલું તેં પણ જાણ્યું છે;- એટલે તું અને હું હવે સરખા થયા છીએ. માટે હવે આપણે બે મળીને આ મારા માર્ગનો પ્રચાર કરીએ." એમ કહી એણે સિદ્ધાર્થને ઘણું માન આપ્યું.

૩. પણ આટલેથી સિદ્ધાર્થને સંતોષ થયો નહિ. એણે વિચાર્યું : "આ સમાધિથી* કેટલોક વખત દુઃખનાં કારણોને દાબી રાખી શકાશે પણ તેનો સમૂળગો ઉચ્છેદ નહિ થાય. માટે મોક્ષનો માર્ગ મારા ગુરુ કહે છે તેના કરતાં કાંઈક જુદો હોવો જોઈએ."

અસંતોષ

૪. આથી એણે કાલામનો આશ્રમ છોડયો અને ઉદ્રક નામે બીજા એક યોગીને ત્યાં ગયો. એણે સિદ્ધાર્થને સમાધિની આઠમી ભૂમિકા બતાવી. સિદ્ધાર્થે એ પણ સિદ્ધ કરી, એટલે ઉદ્રકે એને પોતાના જેવો જ થયેલો કહી બહુ માન આપ્યું.

પાછી શોધ-ઉદ્રક મુનિને ત્યાં

૫. પણ સિદ્ધાર્થને હજુ સંતોષ થયો નહિ. આથી પણ દુઃખરૂપ વૃત્તિઓને કેટલોક કાળ દબાવી શકાય, પરંતુ સમૂળગો નાશ તો નહિ જ થાય.

પુનઃઅસંતોષ

૬. સિદ્ધાર્થને લાગ્યું કે હવે સુખનો માર્ગ

* પાછળ 'સમાધિ' વિષે નોંધ જુઓ.

એણે જાતે જ પ્રયત્ન કરીને શોધવો જોઈએ. એમ વિચારી એ ફરતો ફરતો ગયા પાસે ઉરુવેલા ગામમાં આવ્યો.

આત્મપ્રયત્ન

૭. ત્યાં એણે તપ કરવાનો નિશ્ચય કર્યો. તે વખતમાં એમ મનાતું કે તપ એટલે ઊગ્રપણે શરીરનું દમન. એ પ્રદેશમાં ઘણા તપસ્વીઓ રહેતા હતા. એ સર્વેની રીત પ્રમાણે સિદ્ધાર્થે પણ ભારે તપ કરવા માંડ્યું. શિયાળામાં ટાઢ, ઊનાળામાં તાપ અને ચોમાસામાં વરસાદની ધારાઓ સહન કરી, ઉપવાસો કરી એણે શરીરને અત્યંત કૃશ કરી નાંખ્યું. કલાકના કલાક સુધી શ્વાસોચ્છ્વાસને રોકી લઇ તે કાષ્ઠની માફક ધ્યાનસ્થ થઈ બેસતો. આથી એના પેટમાં ભયંકર વેદના અને શરીરમાં દાહ થતાં. એનું શરીર કેવળ હાડકાંનું ખોખું થઈ રહ્યું. છેવટે ઊઠવાની પણ એનામાં તાકાત ન રહી અને એક દિવસ તે મૂર્છાથી ઢળી પડ્યો. ત્યારે, એક ભરવાડણે દૂધ પાઈ એને જાગ્રત કર્યો. પણ આટલું કષ્ટ વેઠતાં યે એને શાન્તિ ન થઈ.

દેહદમન

૮. સિદ્ધાર્થે દેહદમનનો પૂર્ણ અનુભવ લઈ લીધો અને જોયું કે કેવળ દેહદમનથી કશી પ્રાપ્તિ નથી. જો સત્યનો માર્ગ શોધવો હોય તો તે શરીરની શક્તિનો નાશ કરીને તો ન જ જડી શકે એમ. એને લાગ્યું. તેથી એણે પાછું અન્નગ્રહણ કરવા માંડ્યું. સિદ્ધાર્થની ઊગ્ર તપશ્ચર્યાથી

અન્નગ્રહણ

કેટલાક તપસ્વીઓ એના શિષ્ય સમાન થઈ રહ્યા હતા. સિદ્ધાર્થને અન્ન લેતો જોઈ એમને એને માટે હલકો અભિપ્રાય બંધાયો. સિદ્ધાર્થ યોગભ્રષ્ટ થયો, મોક્ષને માટે નાલાયક થયો વગેરે વિચારો બાંધી એમણે એનો ત્યાગ કર્યો. પણ સિદ્ધાર્થને કેવળ સારપ-કીર્તિ મેળવવાં ન હતાં. એને તો સત્ય અને સુખ શોધવાં હતાં. એને વિષેના અન્યના અભિપ્રાયો બદલાશે એ વિચારથી જે માર્ગ એને ભૂલ ભરેલો લાગે તેને એ કેમ વળગી રહી શકે?

બોધપ્રાપ્તિ

૯. આ પ્રમાણે સિદ્ધાર્થને રાજ્ય છોડ્યાને છ વર્ષ વીતી ગયાં. વિષયોની ઈચ્છા, કામાદિક વિકારો, ખાવાપીવાની તૃષ્ણા, આળસ, કુશંકા, ગર્વ, માનેચ્છા, કીર્તિની ઈચ્છા, આત્મસ્તુતિ, પરનિન્દા વગેરે અનેક પ્રકારની ચિત્તની આસુરી વૃત્તિઓ સાથે એને એ વર્ષો દરમ્યાન ઝગડવું પડ્યું. આવા વિકારો એ જ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે એવી એની પરિપૂર્ણ ખાતરી થઈ. છેવટે એ સર્વ વિકારોને જીતી એણે ચિત્તની અત્યન્ત શુદ્ધિ કરી. જ્યારે ચિત્તની સંપૂર્ણ શુદ્ધિ થઈ ગઈ ત્યારે એના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થયો. જન્મ અને મરણ શું, સુખ અને દુઃખ શું, દુઃખનો નાશ થાય કે નહિ, થાય તો કેમ થાય એ સર્વે વાતોનો ખુલાસો થઈ ગયો; શંકાઓની નિવૃત્તિ થઈ ગઈ; જીવનનું રહસ્ય સમજાઈ ગયું; શોધતા હતા તે

ભાગી ગયું; મનની બ્રમણાઓ ભાંગી; ચિત્તના ઝગડા મટી ગયા; અશાન્તિ હતી ત્યાં શાન્તિનું સામ્રાજ્ય બેઠું. સિદ્ધાર્થ અજ્ઞાન નિદ્રામાંથી જાગી બુદ્ધ થયા. વૈશાખ સુદ પૂનમને દિવસે એમને પ્રથમ જ્ઞાન સ્ફુર્યું માટે એ જ દિવસે બુદ્ધજયન્તિ મનાય છે. કેટલાકએક દિવસો સુધી એમણે ફરીફરીને પોતાને સ્ફુરેલાં જ્ઞાન પર વિચાર કર્યો. જ્યારે સર્વ સંશયોની નિવૃત્તિ થઈ ગઈ અને પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનની યથાર્થ પ્રતીતિ થઈ, ત્યારે પોતે શોધેલું સત્ય જગતને બતાવી પોતાના ભગીરથ પ્રયત્નનો લાભ જગતને આપવા એમની જગત પ્રત્યેની મૈત્રી અને કારુણ્યની વૃત્તિએ એમને પ્રેર્યા.*

---

* બૌદ્ધ ગ્રન્થોમાં લખ્યું છે કે બ્રહ્મદેવે એમને જગદુદ્ધાર કરવા પ્રેર્યો. પણ મૈત્રી, કરુણા, મુદિતા (પુણ્યશાળી લોકોને જોઇને આનંદ અને પૂજ્યતાની વૃત્તિ) અને ઉપેક્ષા (હઠપૂર્વક પાપમાં રહેનાર પ્રત્યે) એ ચાર ભાવનાઓને જ બુદ્ધધર્મમાં બ્રહ્મવિહાર કહ્યો છે; એટલે રૂપકને તોડી સાદી ભાષામાં જ ઉપર સમજાવ્યું છે. ચતુર્મુખ બ્રહ્મદેવની કલ્પનાને વૈદિક ગ્રન્થોમાં અનેક રીતે સમજાવી છે તેમ આ બીજી સમજુતી છે. સાદી વસ્તુને સાદા રૂપમાં ન કહેતાં કવિઓ રૂપકોમાં કહે છે. કાળાન્તરે રૂપકનો અર્થ ભૂંસાઇ જાય છે, સામાન્ય જનો રૂપકને જ સત્ય માની પૂજે છે અને નવો કવિ પોતાની કલ્પના દોડાવી એ રૂપક ઉપર પોતાને રુચે એવો અર્થ બેસાડે છે, છતાં રૂપકને રાખી જ મૂકે છે અને રૂપકને રૂપકના રૂપમાં જ પૂજવાનું છોડતો નથી. મારામાં કાવ્યવૃત્તિ

## સંપ્રદાય

માર્ગે અષ્ટાંગિક શ્રેષ્ઠ, સત્યે ચાર પદો વડાં;
ધર્મોમાં શ્રેષ્ઠ વૈરાગ્ય, જ્ઞાની શ્રેષ્ઠ દ્વિપાદમાં.
વાણીને નિત્ય સંભાળે, મનને સંયમી રહ્યો,
દેહથી પાપ ના કરતો, તે પામે ઋષિમાર્ગને.*

પોતાની તપશ્ચર્યા દરમ્યાન બુદ્ધ અનેક તપસ્વીઓના સંસર્ગમાં આવ્યા હતા. પ્રથમ શિષ્યો એ બધા સુખની શોધમાં શરીરને અનેક પ્રકારનું કષ્ટ આપી દમી રહ્યા હતા. બુદ્ધને

---

ઓછી છે એ આરોપ સ્વીકારીને પણ મારે કહેવું જોઈએ કે મને આ પરોક્ષપૂજા રુચતી નથી. અનેક સાદા જનોને ભ્રમણાઓમાં નાંખવાનો આ સીધો રસ્તો છે. આ પ્રત્યક્ષ ભૌતિક માયા કરતાં શાસ્ત્રીઓ અને કવિઓની વાઙ્‌માયા વધારે વિકટ હોય છે.

* मग्गानट्ठङ्गिको सेट्ठो सच्चानं चतुरो पदा।
विरागो सेट्ठो धम्मानं द्विपदानं च चक्खुमा ॥
वाचानुरक्खी मनसा सुसंवुतो
कायेन च अकुसलं न कयिरा।
एते तयो कम्मपथे विसोधये
आराधये मग्गमिसिप्पवेदितं ॥
(धम्मपद)

એ રીત ભૂલભરેલી લાગી હતી, તેથી એમણે એ તપસ્વીઓ પૈકી કેટલાકને પોતાને પ્રાપ્ત થયેલા સત્યનો ઉપદેશ કર્યો. એમાંથી જે બ્રાહ્મણોએ બુદ્ધે અન્ન ખાવા માંડવાથી એમનો ત્યાગ કર્યો હતો તે એમના પ્રથમ શિષ્ય થયા.

સંપ્રદાયનો વિસ્તાર

૨. જે શાન્તિ એમને પ્રાપ્ત થઈ હતી તેનો એ એકલા ઉપભોગ કરે એવો બુદ્ધનો સ્વભાવ ન હતો. પોતાના આસ સમુદાયના દેહને સુખી કરવા એમણે આટલો પ્રયાસ કર્યો નહોતો. તેથી જેટલા વેગથી એમણે સત્યની શોધ માટે રાજ્યનો ત્યાગ કર્યો, તેટલા જ વેગથી એમણે પોતાના સિદ્ધાન્તનો પ્રચાર કરવા માંડ્યો. જોતજોતામાં હજારો માણસોએ એમનું શિષ્યત્વ સ્વીકાર્યું. કેટલા યે મુમુક્ષુઓ એમનો ઉપદેશ સાંભળી સંસારનો ત્યાગ કરી એમના ભિક્ષુસંઘમાં દાખલ થયા. મગધનો રાજા બિંબિસાર, એમના પિતા શુદ્ધોદન, કોસલનો રાજા પસેનદિ તથા અનાથપિંડક વગેરે ધનાઢ્ય ગૃહસ્થોએ જેમ એમનો ધર્મ સ્વીકાર્યો, તેમ ઉપાલિ હજામ, ચુંદ લુહાર, અંબાપાલી ગણિકા વગેરે પછાત કોમોમાંથી યે એમના આગેવાન શિષ્યો હતા. સ્ત્રીઓ પણ એમનો ઉપદેશ સાંભળી ભિક્ષુણી થવા પ્રેરાઈ. પ્રથમતઃ સ્ત્રીઓને ભિક્ષુણી કરવા બુદ્ધ નારાજ હતા, પણ એમની માતા ગૌતમી અને પત્ની યશોધરાએ ભિક્ષુણી થવા અત્યંત

આતુરતા બતાવી અને તેમના આગ્રહને વશ થઈ બુદ્ધને એમને પણ ભિક્ષુણી થવાની છૂટ આપવી પડી.

૩. બુદ્ધના સમયમાં મધ્યમ વર્ગના લોકોની મનોદશા નીચે પ્રમાણેની હોય એમ લાગે છે. એક વર્ગ ઐહિક સુખોમાં રચ્યોપચ્યો રહેતો. મદ્યપાન અને વિલાસમાં જ એ વર્ગ જીવનની સાર્થકતા માનતો. બીજો એક વર્ગ ઐહિક સુખની કાંઈક અવગણના કરતો, પણ સ્વર્ગમાં એવાં જ સુખો પ્રાપ્ત કરવાની લાલસાથી મૂંગાં પ્રાણીઓનાં બલિદાન દેવોને પહોંચાડવાના કામમાં રોકાયેલો હતો. ત્રીજો એક વર્ગ એથી ઊલટે જ માર્ગે જઈ શરીરનો નાશ થાય ત્યાં સુધી તેનું દમન કરવામાં રોકાઈ ગયો હતો.

સમાજસ્થિતિ *

૪. આ ત્રણે માર્ગમાં અજ્ઞાન રહ્યું છે એમ બુદ્ધે શીખવ્યું. સંસાર અને સ્વર્ગના સુખની તૃષ્ણા તથા દેહદમનથી પોતાનો નાશ કરવાની તૃષ્ણા એ બન્ને છેડા પરની ઇચ્છાઓનો ત્યાગ કરી મધ્યમ માર્ગનો એમણે ઉપદેશ આપ્યો. એ મધ્યમ માર્ગથી દુઃખનો નાશ થાય છે.

મધ્યમ માર્ગ

૫. મધ્યમ માર્ગ એટલે ચાર આર્યસત્યોનું જ્ઞાન. એ ચાર આર્યસત્યો તે આ પ્રમાણે:

આર્યસત્યો

(૧) જન્મ, જરા, વ્યાધિ, મરણ, અપ્રિય

* 'સમાજસ્થિતિ' પર પાછળ નોંધ જુઓ.

વસ્તુનો યોગ અને પ્રિય વસ્તુનો વિયોગ—એ પાંચ દુઃખ રૂપી ઝાડની ડાળીઓ છે. એ પાંચ જ દુઃખો ખરાં છે—એટલે અનિવાર્ય છે; એ પોતાની ઇચ્છાને આધીન નથી; એ સહન કર્યે જ છૂટકો છે. આ પહેલું આર્યસત્ય.

(૨) એ સિવાયનાં બીજાં બધાં દુઃખો માણસે પોતે જ ઉપજાવી કાઢેલાં છે. સંસારનાં સુખોની તૃષ્ણા, સ્વર્ગનાં સુખોની તૃષ્ણા અને આત્મનાશની તૃષ્ણા—એ ત્રણ પ્રકારની તૃષ્ણા પહેલાં દુઃખોને પાછાં ઉપજાવવાનું તથા બીજાં બધાં દુઃખોનું કારણ છે. એ તૃષ્ણાથી પ્રેરાઈને મનુષ્ય પાપાચરણ કરે છે અને પોતાને તથા જગતને દુઃખી કરે છે. તૃષ્ણા એ દુઃખોનું કારણ છે એ બીજું આર્યસત્ય.

(૩) એ તૃષ્ણાનો નિરોધ થઈ શકે છે. એ ત્રણ તૃષ્ણાઓને નિર્મૂળ કરવાથી જ મોક્ષપ્રાપ્તિ થાય છે. આ ત્રીજું આર્યસત્ય.

(૪) તૃષ્ણાઓનો નિરોધ કરી દુઃખનો નાશ કરવા માટેના સાધનનાં નીચે મુજબ આઠ અંગ છે:

૧ સમ્યક્* જ્ઞાન—એટલે ચાર આર્યસત્યોને સારી પેઠે વિચાર કરી જાણવાં તે.

૨ સમ્યક્ સંકલ્પ—એટલે શુભ કર્મો કરવાનો જ નિશ્ચય.

* સમ્યક્ એટલે યથાર્થ અથવા શુભ.

૩ સમ્યક્ વાચા—એટલે સત્ય, પ્રિય અને હિતકર વાણી.

૪ સમ્યક્ કર્મ—એટલે સત્કર્મોમાં જ પ્રવૃત્તિ.

૫ સમ્યક્ આજીવ—એટલે પ્રામાણિકપણે જ આજીવિકા પ્રાપ્ત કરવા માટેનો ઉદ્યમ.

૬ સમ્યક્ પ્રયત્ન—એટલે કુશળ પુરુષાર્થ.

૭ સમ્યક્ સ્મૃતિ—એટલે હું શું કરું છું, શું બોલું છું, શું વિચારું છું એનું નિરન્તર ભાન.

૮ સમ્યક્ સમાધિ—એટલે પોતાના કર્મમાં એકાગ્રતા, પોતાના નિશ્ચયમાં એકાગ્રતા, પોતાના પુરુષાર્થમાં એકાગ્રતા, પોતાની ભાવનામાં એકાગ્રતા.*

આ અષ્ટાંગ માર્ગ એ બુદ્ધનું ચોથું આર્યસત્ય છે.

આને મધ્યમ માર્ગ કહેલો છે, કારણકે આમાં અશુભ પ્રવૃત્તિઓનો સ્વીકાર નથી અને શુભ પ્રવૃત્તિઓનો ત્યાગ નથી. જે અશુભ, અથવા શુભ અને અશુભ બન્ને પ્રવૃત્તિઓમાં પડે છે તે એક છેડે છે;

* ભાવનામાં એકાગ્રતા એટલે કદીક મૈત્રી–કદીક દ્વેષ, કદીક અહિંસા–કદીક હિંસા, કદીક જ્ઞાન–કદીક અજ્ઞાન, કદીક વૈરાગ્ય–કદીક વિષયેચ્છા એમ નહિ; પણ નિરન્તર મૈત્રી, અહિંસા, જ્ઞાન, વૈરાગ્યમાં સ્થિતિ એ સમાધિ છે. જુઓ ગીતા અ. ૧૩–શ્લોક ૮ થી ૧૧: જ્ઞાનનાં લક્ષણ.

જે બન્ને પ્રવૃત્તિથી દૂર રહે છે તે બીજો છેડે છે. બુદ્ધનો અભિપ્રાય શુભના સ્વીકાર અને અશુભના ત્યાગનો છે.

૬. બુદ્ધને જે ઇષ્ટ તરીકે સ્વીકારે, એણે ઉપદેશેલા ધર્મને માન્ય રાખે અને એના ભિક્ષુસંઘનો સત્સંગ કરે એ બૌદ્ધ કહેવાય. बुद्धं शरणं गच्छामि । धर्मं शरणं गच्छामि । संघं शरणं गच्छामि । આ ત્રણ શરણે લઇ બુદ્ધધર્મમાં પ્રવેશ થાય છે.*

**બૌદ્ધશરણત્રય**

૭. ચાર આર્યસત્યોમાં મનુષ્યને પોતાની ઓછી-વત્તી શક્તિ પ્રમાણે મન, કર્મ, વચને નિષ્ઠા થાય અને અષ્ટાંગમાર્ગની સાધના કરતાં કરતાં તે બુદ્ધદશાને પામે એ હેતુને અનુકૂળ આવે એવી રીતે બુદ્ધે ધર્મનો ઉપદેશ કર્યો છે. એણે શિષ્યોના ત્રણ ભેદ પાડ્યા છે: ગૃહસ્થ, ઉપાસક અને ભિક્ષુ.

**બુદ્ધ ધર્મ**

૮. ગૃહસ્થે નીચેની પાંચ અશુભ પ્રવૃત્તિમાંથી દૂર રહેવું જોઇએ: (૧) પ્રાણીની હિંસા, (૨) ચોરી, (૩) વ્યભિચાર, (૪) અસત્ય અને (૫) દારૂ વગેરેનાં વ્યસનો.

તે ઉપરાંત એણે નીચેની શુભ પ્રવૃત્તિઓમાં તત્પર રહેવું જોઇએ: (૧) સત્સંગ, (૨) ગુરુ, માતા,

* પાછળ 'શરણત્રય' પર નોંધ જુઓ.

પિતા અને કુટુંબની સેવા, (૩) પુણ્યમાર્ગે દ્રવ્ય-સંચય, (૪) મનની સન્માર્ગમાં દૃઢતા, (૫) વિદ્યા અને કળાની પ્રાપ્તિ, (૬) સમયોચિત સત્ય, પ્રિય અને હિતકર ભાષણ, (૭) વ્યવસ્થિતતા, (૮) દાન, (૯) સંબંધીઓ ઉપર ઉપકાર, (૧૦) ધર્માચરણ, (૧૧) નમ્રતા, સંતોષ, કૃતજ્ઞતા અને સહનશીલતાના ગુણોની પ્રાપ્તિ અને છેવટે (૧૨) તપશ્ચર્યા, બ્રહ્મચર્ય વગેરેને માર્ગે જઈ ચાર આર્યસત્યોનો સાક્ષાત્કાર કરી લઇ મોક્ષપ્રાપ્તિ.

**ઉપાસકના ધર્મો**

૯. ઉપાસકે ગૃહસ્થના ધર્મો ઉપરાંત મહિનામાં ચાર દિવસ નીચેનાં વ્રતો પાળવાં જોઇએ: (૧) બ્રહ્મચર્ય, (૨) મધ્યાહ્ન પછી જમવું નહિ, (૩) નૃત્ય, ગીત, ફૂલ, અત્તર વગેરે વિલાસોનો ત્યાગ અને (૪) ઊંચા અને મોટા બિછાનાનો ત્યાગ. આ વ્રતને ઉપોસથ કહે છે.

**ભિક્ષુના ધર્મો**

૧૦. ભિક્ષુ બે પ્રકારના છે: શ્રામણેર અને ભિક્ષુ. વીશ વર્ષની અંદરના શ્રામણેર કહેવાય છે. એ કોઈ ભિક્ષુના હાથ તળે જ રહે, એટલો જ એમાં અને ભિક્ષુમાં ફરક.

ભિક્ષા પર આજીવિકા કરવાની, ઝાડ નીચે રહેવાની, ફાટેલાં કપડાં ભેગાં કરી તે વડે શરીર ઢાંકવાની અને ઔષધાદિક વિના ચલાવવાની ભિક્ષુની તૈયારી હોવી જોઇએ. એણે સોનારૂપાનો ત્યાગ કરવો

જોઇએ અને નિરંતર ચિત્તના દમનનો અભ્યાસ કર્યા કરવો જોઈએ.*

**સંપ્રદાયની વિશેષતા**

૧૧. બુદ્ધના સંપ્રદાયની વિશેષતા એ છે કે સામાન્ય નીતિપ્રિય મનુષ્યની બુદ્ધિમાં ઊતરી શકે તેવા જ વિષયો ઉપર એ શ્રદ્ધા રાખવાનું કહે છે.

પોતાના જ બળે બુદ્ધિમાં સત્ય તરીકે પ્રતીત ન થાય એવાં કોઈ દેવ, સિદ્ધાન્તો, વિધિઓ કે વ્રતોમાં એ શ્રદ્ધા રાખવાનું કહેતા નથી. કોઈ કલ્પના અથવા વાદ પર પોતાના સંપ્રદાયનો પાયો એણે રચ્યો નથી. જો કે સર્વ સંપ્રદાયોમાં થાય છે તેમ સત્ય કરતાં સંપ્રદાયનો વિસ્તાર કરવાની ઇચ્છાવાળા જનોએ પાછળથી એ સર્વે વસ્તુઓ બુદ્ધ ધર્મમાં યે નાંખી દીધી છે.

---

* ભર્તૃહરિકૃત નીચેના શ્લોકમાં સદાચારના જે નિયમો દર્શાવ્યા છે તે જાણે બૌદ્ધ નિયમો જ એકત્ર કર્યા હોય તેવા છે.

प्राणाघातान्निवृत्तिः[1] परधनहरणे संयमः[2] सत्यवाक्यं[3]
काले शक्त्या प्रदानं[4] युवतिजनकथामूकभावः परेषाम्[5]।
तृष्णास्रोतो विभङ्गो[6] गुरुषु च विनयः[7] सर्वभूतानुकम्पा[8]
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः॥

## ઉપદેશ

**ન પાપો કંઈ કરવાં, સન્માર્ગે આથડી રહો;**
**સ્વચિત્તને સદા શોધો, એ છે બુદ્ધોનું શાસન.***

**આત્મપ્રતીતિ એ જ પ્રમાણ**

ચારિત્ર, ચિત્તશુદ્ધિ અને દૈવી સંપત્તિનો વિકાસ એ બુદ્ધના ઉપદેશોમાં સૂત્ર રૂપે પરોવાઈ ગયાં છે. પણ એના યે સમર્થનમાં એ સ્વર્ગનો લોભ, નરકની ભીતિ, બ્રહ્મનો આનંદ, જન્મમરણનો ત્રાસ, ભવસાગરનો ઊતાર કે કોઇ પણ બીજી આશા કે ભીતિ આપવા ઇચ્છતા નથી. એ કોઈ શાસ્ત્રના આધારે આપવા ઇચ્છતા નથી. શાસ્ત્ર, સ્વર્ગ–નરક, આત્મા, જન્મ–મરણ વગેરે એમને માન્ય હોય એમ સંભવિત છે, પણ એના ઉપર બુદ્ધે પોતાનો ઉપદેશ રચ્યો નથી. એ જે વાતો કહેવા ઇચ્છે છે તેની કિંમત સ્વયંસિદ્ધ છે અને પોતાને વિચારે જ સમજી શકાય એવી છે એમ એમનું કહેવું જણાય છે. એ કહે છે:

“હે લોકો, હું જે કાંઈ કહું તે પરંપરાગત છે એમ જાણી ખરું માનશો નહિ. તમારી પૂર્વપરંપરાને અનુસરીને છે એમ જાણીને પણ ખરું માનશો નહિ.

---

*सब्ब पापस्स अकरणं कुसलस्स उपसपदा ।
सचित्तपरियोदपनं एतं बुद्धान सासनम् ॥
(धम्मपद)

આવું હશે એમ ધારી ખરું માનશો નહિ. તર્કસિદ્ધ છે એમ જાણી ખરું માનશો નહિ. લૌકિક ન્યાય છે એમ જાણી ખરું માનશો નહિ. સુંદર લાગે છે માટે ખરું માનશો નહિ. તમારી શ્રદ્ધાને પોષનારું છે એવું જાણી ખરું માનશો નહિ. હું પ્રસિદ્ધ સાધુ છું, પૂજ્ય છું એવું જાણી ખરું માનશો નહિ. પણ તમારી પોતાની વિવેકબુદ્ધિથી મારો ઉપદેશ ખરો લાગે, તો જ તમે તેનો સ્વીકાર કરજો."

**દિશાવંદન**

૨. સવારમાં સ્નાન કરી પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, ઊર્ધ્વ અને અધઃ એ છ દિશાઓનું વંદન કરવાનો ઘણાકનો નિયમ હોય છે. બુદ્ધે એ છ દિશાઓનું વંદન નીચે પ્રમાણે બતાવ્યું છે:

સ્નાન કરી પવિત્ર થવું એ બસ નથી. છ દિશાને નમસ્કાર કરવાવાળાએ નીચેની ચૌદ બાબતોનો ત્યાગ કરવો જોઈએ:

(૧) પ્રાણઘાત, ચોરી, વ્યભિચાર અને અસત્ય ભાષણ એ ચાર દુઃખરૂપ કર્મો;

(૨) સ્વચ્છંદ, દ્વેષ, ભય અને મોહ એ ચાર પાપનાં કારણો અને

(૩) મદ્યપાન, રાત્રિભ્રમણ, નાટક–તમાશા, વ્યસન, જુગાર, કુસંગતિ અને આળસ એ છ સંપત્તિ-નાશનાં દ્વારો.

આ રીતે પવિત્ર થઈને એણે માતાપિતાને પૂર્વ દિશા સમજી તેમની પૂજા કરવી. એમની પૂજા એટલે એમનું કામ અને પોષણ કરવું, કુળમાં ચાલી આવેલાં સત્કર્મો ચાલુ રાખવાં, એમની સંપત્તિનો યોગ્ય વિભાગ કરવો અને મરી ગએલાં ભાંડુઓના ભાગનાં દાનધર્મ કરવાં.

ગુરુને દક્ષિણ દિશા સમજી એ આવે ત્યારે ઊભા થઈ, બિમાર હોય ત્યારે શુશ્રૂષા કરી, શીખવે ત્યારે શ્રદ્ધાપૂર્વક સમજી લઈ, પ્રસંગે તેમનું કામ કરી અને એમણે આપેલી વિદ્યાને સંભારી રાખી એ દિશાની પૂજા કરવી.

પશ્ચિમ દિશા સ્ત્રીની જાણવી. એનું માન રાખવાથી, અપમાન ન થવા દેવાથી, પત્નીવ્રતના પાલનથી, ઘરનો કારભાર એને સોંપવાથી અને જોઈતાં વસ્ત્રાદિક પૂરાં પાડવાથી એની પૂજા થાય છે.

ઉત્તર દિશા એટલે મિત્રવર્ગ અને સંગસંબંધી. એમને આપવા જેવી ચીજો એમને ભેટ કરવાથી, એમની સાથે મીઠાશ રાખવાથી, એમને ઉપયોગી થઇ પડવાથી, એમની જોડે સમાનભાવે વર્તવાથા અને નિષ્કપટ વ્યવહારથી એ દિશા બરાબર પૂજાય છે.

અધોદિશાનું વંદન સેવકને ગજા પ્રમાણે જ કામ સોંપવાથી, પૂરતો અને વખતસર પગાર ચુકવવાથી, બિમારીમાં એમની માવજત કરવાથી તથા સારું ભોજન અને પ્રસંગોપાત્ત ઇનામ આપવાથી થાય છે.

ઊર્ધ્વ દિશાનું પૂજન સાધુસંતોનો કાયા, વાચા અને મને આદર કરવાથી, ભિક્ષામાં અડચણ ન કરવાથી અને યોગ્ય વસ્તુનાં દાનથી થાય છે.

આ રીતનું દિશાનું પૂજન પોતાનું અને જગતનું કલ્યાણ કરવાવાળું નથી એમ કોણ કહેશે ?

૩. પ્રાણઘાત, ચોરી અને વ્યભિચાર, એ ત્રણ શારીરિક પાપ છે; અસત્ય, ચાડી, ગાળ અને બકવાદ, એ ચાર વાચિક પાપ છે; અને પરધનની ઇચ્છા, બીજાના નાશની ઇચ્છા તથા સત્ય, અહિંસા, દયા, દાન વગેરેમાં અશ્રદ્ધા, એ ત્રણ માનસિક પાપ છે.

દશ પાપ

૪. ઉપોસથવ્રત કરવાવાળાએ તે દિવસે આ પ્રમાણે વિચાર કરવો જોઈએ:

ઉપોસથવ્રત

આજ હું પ્રાણઘાતથી દૂર રહ્યો છું.* પ્રાણીમાત્ર વિષે મારા મનમાં દયા ઉત્પન્ન

* બુદ્ધના કાળમાં માંસાહારનો રિવાજ સાધારણ હતો. આજે પણ બિહાર તરફ વૈષ્ણવો સિવાય બીજા સર્વે માંસાહારી છે. અને વૈષ્ણવોમાં યે બધાને મચ્છી વર્જ્ય હોય એમ લાગતું નથી. બુદ્ધ અને બૌદ્ધ ભિક્ષુઓ (અને કદાચ શરૂઆતના જૈન ભિક્ષુઓ પણ) શાકાહારી જ હતા એમ માનવાને આધાર નથી. નિરામિષ ભોજન જ કરનારો વર્ગ દેશમાં ધીમે ધીમે ઉત્પન્ન થયેલો છે, અને તેની શરૂઆત જૈનોમાંથી થયેલી છે.

થઇ છે, પ્રેમ ઉપજ્યો છે. હું આજ ચોરીથી દૂર રહેવાનો છું,—જેના ઉપર મારો અધિકાર નથી, એવું કશું લેવાનો નથી; અને એ રીતે મેં મારા મનને પવિત્ર બનાવ્યું છે. આજે હું બ્રહ્મચર્ય પાળવાનો છું. આજે મેં અસત્ય ભાષણનો ત્યાગ કર્યો છે; આજથી મેં સત્ય બોલવાનો નિશ્ચય કર્યો છે; આથી કરીને લોકોને મારા શબ્દો પર વિશ્વાસ બેસશે. મેં સર્વ પ્રકારના માદક પદાર્થોનો ત્યાગ કર્યો છે; અકાળભોજનનો ત્યાગ કર્યો છે; મધ્યાહ્ન પહેલાં એક જ વાર હું જમવાનો છું. આજે નૃત્ય, ગીત, વાદ્ય, માળા, ગંધ, આભૂષણ વગેરેનો ત્યાગ રાખીશ. આજે હું તદ્દન સાદી શય્યા પર સૂઈશ. આ આઠ નિયમ પાળીને હું મહાત્મા બુદ્ધપુરુષનું અનુકરણ કરવાવાળો થાઉં છું.

**સાત પ્રકારની પત્નીઓ**

૫. વધક, ચોર, ધણી, માતા, બહેન, મિત્ર અને દાસી એવી સાત પ્રકારની પત્નીઓ થાય છે. જેને પતિ વિષે અંતઃકરણમાં પ્રેમ જ ન હોય, જેને પૈસો જ વહાલો હોય તે સ્ત્રી વધક (મારા)ના જેવી છે. જે ધણીના પૈસામાંથી ચોરી કરી ખાનગી ધન કરે છે તે ચોરના જેવી છે. જે કામ કરતી નથી પણ અત્યંત ખાવાવાળી છે, પતિને ગાળો દેવામાં કસર રાખતી નથી અને પતિની મહેનતની કદર કરતી નથી તે ધણી( માલેક )ના જેવી છે. જે પત્ની એકના એક પુત્ર પ્રમાણે પતિની સંભાળ લઇ એની સંપત્તિને જાળવે છે તે

માતાના જેવી છે. નાની બહેનની માફક જે ધણીને માન આપે છે અને તેના કહ્યા પ્રમાણે કરે છે તે બહેનના જેવી છે. જાણે કોઇ મિત્ર લાંબે વખતે મળતો હોય તેમ જે પતિને જોતાં જ અત્યંત હર્ષિત થઈ જાય છે એવી કુલીન અને શીલવતી પત્ની મિત્રના જેવી છે. ધણી ચીડાય તોપણ જે ચીડાતી નથી, ધણી વિષે જે ખરાબ વિચાર પણ મનમાં લાવતી નથી તે દાસી સમાન પત્ની છે.

**સર્વ વર્ણની સમાનતા**

૬. બુદ્ધ વર્ણના અભિમાનને માનતા નહિ. સર્વ વર્ણને મોક્ષનો અધિકાર છે. વર્ણનું શ્રેષ્ઠત્વ ઠરાવવાનું સ્વતઃસિદ્ધ પ્રમાણ કયું એમ એ પૂછતા. જો ક્ષત્રિયાદિક વર્ણો પાપ કરે તો તે નરકમાં જાય, અને બ્રાહ્મણાદિક પાપ કરે તો તે ન જાય? જો બ્રાહ્મણ પુણ્ય કર્મ કરે તો તે સ્વર્ગમાં જાય, અને ક્ષત્રિયાદિક કરે તો તે ન જાય? બ્રાહ્મણ રાગદ્વેષાદિકથી રહિત થઇ મિત્રભાવના કરી શકે, અને ક્ષત્રિયાદિક ન કરી શકે? એ સર્વે વિષયમાં ચારે વર્ણનો સરખો અધિકાર છે એ સ્પષ્ટ છે.*

વળી એક બ્રાહ્મણ નિરક્ષર હોય અને બીજો વિદ્વાન હોય, તો યજ્ઞાદિકમાં કોને પ્રથમ આમંત્રણ

* સરખાવો—અહિંસા, સત્ય, અસ્તેય, નિષ્કામ-ક્રોધ-લોભતા, સર્વભૂતહિતેચ્છા—એ ધર્મ છે સહુ વર્ણનો.
(સંસ્કૃત સાહિત્ય પરથી).

કરવામાં આવશે ? તમે કહેશો કે વિદ્વાનને: ત્યારે વિદ્વતા એ પૂજનીય થઈ અને જાતિ તે નહિ.

પણ જો વિદ્વાન બ્રાહ્મણ શીલરહિત, દુરાચારી હોય અને નિરક્ષર બ્રાહ્મણ અત્યંત શીલવાન હોય તો કોને પૂજ્ય ગણશો ? ઉત્તર સ્પષ્ટ છે કે શીલવાનને.

પણ આ રીતે જાતિ કરતાં વિદ્વત્તા શ્રેષ્ઠ ઠરી અને વિદ્વત્તા કરતાં શીલ શ્રેષ્ઠ ઠર્યું. અને ઉત્તમ શીલ તો સર્વે વર્ણોના મનુષ્ય પ્રાપ્ત કરી શકે. માટે જેનું શીલ ઉત્તમ તે જ સર્વે વર્ણોમાં શ્રેષ્ઠ એમ સિધ્ધ થાય છે.

બુદ્ધ ભગવાન બ્રાહ્મણની વ્યાખ્યા કરે છે કે: "સર્વ સંસારનાં બંધનોને છેદીને, સંસારનાં દુઃખોથી જે ડરતો નથી, જેને કોઈ પણ ઠેકાણે આસક્તિ નથી, બીજા મારે, ગાળો દે, બંધનમાં નાંખે તેને સહન કરે છે, ક્ષમા એ જ જેનું બળ છે, તેને હું બ્રાહ્મણ કહું છું; કમળના પાંદડા પર પડેલા પાણીના ટીપા પ્રમાણે જે જગતના વિષયસુખથી અલિપ્ત રહે છે તેને જ હું બ્રાહ્મણ કહું છું." *

૭. મનોરંજક અને બંધબેસતાં, બુધ્ધિમાં ઊતરે એવાં દૃષ્ટાંતો અને કારણો આપી ઉપદેશ દેવાની બુદ્ધની પદ્ધતિ અનુપમ હતી. એનું એક જ દૃષ્ટાંત

**શ્રેષ્ઠ યજ્ઞ**

* પાછળ 'વર્ણની સમાનતા' ઉપર નોંધ જુઓ.

'હવે એ તોફાન શમાવવાનો ખરો ઉપાય કહું. આપણા રાજ્યમાં જે લોકો ખેતી કરવા ઇચ્છે તેને આપે બી વગેરે પૂરાં પાડવાં, જે વ્યાપાર કરવા ઇચ્છે તેને મૂડી પૂરી પાડવી, જે સરકારી નોકરી કરવા ઇચ્છે છે તેને યોગ્ય વેતન આપી યોગ્ય કામ પર તેની નીમણૂંક કરવી. આવી રીતે સર્વ લોકોને તેમને યોગ્ય કામ મળવાથી એ લોકો તોફાન નહિ કરે. વખતસર કર મળવાથી આપની તીજોરી તર થશે. લૂંટફાટનો ભય ન રહેવાથી લોક બાળબચ્ચાંના કોડ પૂરા પાડી ઊઘાડા દરવાજા રાખી આનંદથી સૂઇ શકશે.'

"રાજાને પુરોહિતનો વિચાર બહુ જ ગમ્યો. એણે તુર્ત જ એ પ્રમાણે વ્યવસ્થા કરી. આને લીધે થોડા કાળમાં રાજ્યમાં સમૃદ્ધિ વધી ગઈ. લોકો અતિ આનંદથી રહેવા લાગ્યા.

"એટલે વળી રાજાએ પુરોહિતને બોલાવી કહ્યું: 'હે પુરોહિત, હવે મને મહાયજ્ઞ કરવાની ઇચ્છા છે, માટે મને યોગ્ય સલાહ આપો.'

"પુરોહિત બોલ્યો: 'મહાયજ્ઞ કરવાનો નિશ્ચય કર્યા પહેલાં આપણે પ્રજાની અનુમતિ લેવી યોગ્ય છે. માટે જાહેરનામાં ચોંટાડી આપણે પ્રજાની સંમતિ મેળવીએ તે ઠીક છે.'

"પુરોહિતના કહેવા પ્રમાણે રાજાએ જાહેરનામાં ચોંટાડી પ્રજાને પોતાનો અભિપ્રાય નિર્ભયતાથી અને

"આ પ્રમાણે રાજાએ નજરાણું ન સ્વીકારવાથી એ લોકોએ આંધળા, લૂલા વગેરે અનાથ લોકો માટે મહાવિજિતની યજ્ઞશાળાની આસપાસ ચારે દિશામાં ધર્મશાળાઓ બાંધવામાં અને ગરીબોને દાન આપવામાં એ દ્રવ્ય ખર્ચ્યું."

આ વાત સાંભળી કૂટદન્ત અને બીજા બ્રાહ્મણો બોલ્યા: "બહુ જ સુંદર યજ્ઞ! બહુ જ સુંદર યજ્ઞ!"

પછી બુદ્ધે કૂટદન્તને પોતાના ધર્મનો ઉપદેશ કર્યો. તે સાંભળીને એ બુદ્ધનો ઉપાસક થયો, અને બોલ્યો: "આજે હું સાતસો બળદ, સાતસો વાછડાં, સાતસો વાછડી, સાતસો બકરાં અને સાતસો મેંઢાંને યજ્ઞસ્તંભથી છોડી મૂકું છું. હું એમને જીવિતદાન આપું છું. તાજું ઘાસ ખાઈ અને ઠંડું પાણી પી શીતળ હવામાં એ આનંદથી ફરો."

રાજ્યસમૃદ્ધિના નિયમો

૮. એક વાર રાજા અજાતશત્રુએ બુદ્ધની પાસે પોતાના અમાત્યને મોકલીને કહેવડાવ્યું કે "હું વૈશાલીના વજ્જી લોકો ઉપર આક્રમણ કરવા ધારું છું, માટે તે વિષે આપનો અભિપ્રાય આપશો."

આ સાંભળી બુદ્ધે પોતાના આનંદ નામના શિષ્ય તરફ વળીને પૂછ્યું: "આનંદ, વજ્જી લોકો વારંવાર ભેગા થઈને રાજકારણનો વિચાર કરે છે કે?"

આનંદ—હા ભગવન્.

બુદ્ધ—એ લોકો ભેગા થઈને ઘેર પાછા ફરે

હતા. જ્યાં સુધી એ નિયમોનું પાલન થાય છે ત્યાં સુધી તેમની સમૃદ્ધિ જ થશે, અવનતિ થઇ શકવાની નથી." અમાત્યે અજાતશત્રુને વજ્જી લોકોને ન કનડવાની જ સલાહ આપી.

અભ્યુન્નતિના નિયમો

૯. અમાત્યના ગયા પછી બુદ્ધે પોતાના ભિક્ષુઓને એકત્ર કરી નીચે પ્રમાણે શીખામણ આપી:

"ભિક્ષુઓ, હું તમને અભ્યુન્નતિના સાત નિયમો સમજાવું છું તે સાવધાનપણે સાંભળો: (૧) જ્યાં સુધી તમે એકત્ર થઇને સંઘનાં કર્મો કરશો, (૨) જ્યાં સુધી તમારામાં ઐક્ય રહેશે, (૩) જ્યાં સુધી તમે સંઘના નિયમોનો ભંગ કરશો નહિ, (૪) જ્યાં સુધી તમે વૃદ્ધ અને વિદ્વાન ભિક્ષુઓને માન આપશો, (૫) જ્યાં સુધી તમે તૃષ્ણાઓને વશ થશો નહિ, (૬) જ્યાં સુધી તમે એકાંતપ્રિય રહેશો, અને (૭) જ્યાં સુધી તમારા સાથીઓને સુખ થાય એવી કાળજી લેવાની ટેવ રાખશો ત્યાં સુધી તમારી ઉન્નતિ જ થવાની છે, અવનતિ થશે નહિ.

"ભિક્ષુઓ, વળી હું અભ્યુન્નતિના બીજા સાત નિયમો કહું છું તે સાવધાનપણે સાંભળો: (૧) ઘરગતુ કામોમાં આનંદ માનશો નહિ; (૨) બોલવામાં સર્વ કાળ વીતાડવામાં આનંદ માનશો નહિ; (૩) ઊંઘવામાં વખત ગાળવામાં આનંદ માનશો નહિ; (૪) સાથીઓમાં

જ સર્વ વખત ગાળી નાંખવામાં આનંદ માનશો નહિ; (૫) દુર્વાસનાને વશ થશો નહિ; (૬) દુષ્ટની સંગતમાં પડશો નહિ; (૭) અલ્પ સમાધિલાભથી કૃતકૃત્ય થશો નહિ. જ્યાં સુધી આ સાત નિયમોને તમે પાળશો ત્યાં સુધી તમારી ઉન્નતિ જ થવાની છે, અવનતિ થશે નહિ.

"ભિક્ષુઓ, વળી અભ્યુન્નતિના બીજા સાત નિયમો કહું છું તે સાવધાનપણે સાંભળોઃ (૧) શ્રદ્ધાળુ થાઓ, (૨) પાપ કર્મથી લાજો, (૩) લોકાપવાદથી ડરો, (૪) વિદ્વાન થાઓ, (૫) સત્કર્મો કરવામાં ઉત્સાહી રહો, (૬) સ્મૃતિ જાગ્રત રાખો અને (૭) પ્રજ્ઞાવાન થાઓ. જ્યાં સુધી આ સાત નિયમોનું તમે પાલન કરશો ત્યાંસુધી તમારી ઉન્નતિ જ થશે, અવનતિ થશે નહિ.

"ભિક્ષુઓ, વળી અભ્યુન્નતિના સાત નિયમો કહું છું તે ઉપર ધ્યાન આપો. જ્ઞાનનાં સાત અંગોની હમેશાં ભાવના કરો. એ સાત અંગો (૧) સ્મૃતિ, (૨) પ્રજ્ઞા, (૩) વીર્ય, (૪) પ્રીતિ, (૫) પ્રશ્રબ્ધિ, (૬) સમાધિ અને (૭) ઉપેક્ષા.*"

---

* (૧) સ્મૃતિ એટલે સતત જાગૃતિ, સાવધાનતા : શું કરું છું, શું વિચારું છું, શી લાગણીઓ, ઇચ્છાઓ વગેરે મનમાં ઉદ્ભવે છે, આજુબાજુ શું થઇ રહ્યું છે, એ સર્વ વિષે ચકોરતા.

(૨) પ્રજ્ઞા એટલે મનોવૃત્તિઓનું પૃથક્કરણ કરવાનું સામર્થ્યઃ આનંદ, શોક, સુખ, દુઃખ, જડતા, ઉત્સાહ,

૧૦. બુદ્ધનો ઉપદેશ સાંભળનાર ઉપર તત્કાળ અસર થતી. જેમ ઢાંકેલી વસ્તુને કોઇ ઉઘાડીને બતાવે, અથવા અંધારામાં જેમ દીવો વસ્તુઓને પ્રકાશિત કરે, તેમ બુદ્ધના ઉપદેશથી શ્રોતાઓને સત્યનો પ્રકાશ થતો. લૂંટારા જેવા પણ એમના ઉપદેશથી સુધરી જતા. અનેક જનોને એમનાં વચનોથી વૈરાગ્યનાં બાણ વાગતાં, અને તેઓ સુખસંપત્તિ છોડી એમના ભિક્ષુસંઘમાં દાખલ થઇ જતા.

ઉપદેશની અસર

૧૧. એમના ઉપદેશથી કેટલાંક સ્ત્રી પુરુષોનાં ચારિત્ર કેવાં ઘડાયાં તે એક બે વાતો પરથી ઠીક સમજાશે.

કેટલાક શિષ્યો

૧૨. પૂર્ણ નામે એક શિષ્યને પોતાનો

ધૈર્ય, બીક, ક્રોધ વગેરે લાગણીઓને ઉદ્ભવતાં કે ઉદ્ભવ્યા પછી ઓળખી, એની ઉત્પત્તિ કેમ થાય છે, એ કેમ શમે છે, એની પાછળ કઇ વાસનાઓ વગેરે રહ્યાં છે તેનું પૃથક્કરણ. આને ધર્મપ્રવિચય પણ કહે છે.

(૩) વીર્ય એટલે સત્કર્મો કરવાનો ઉત્સાહ.

(૪) પ્રીતિ એટલે સત્કર્મો કરવાથી થતો આનંદ.

(૫) પ્રશ્રબ્ધિ એટલે ચિત્તની શાંતતા, પ્રસન્નતા.

(૬) સમાધિ એટલે ચિત્તની એકાગ્રતા.

(૭) ઉપેક્ષા એટલે ચિત્તની મધ્યમાવસ્થા, વિકારો ઉપર કાબુ, વેગના ઝપાટામાં ન આવવું તે. હર્ષ પણ રોકી શકાય નહિ અને શોક, ક્રોધ, ભય પણ રોકી શકાય નહિ એ મધ્યમાવસ્થા નથી.

ધર્મોપદેશ સંક્ષિપ્તમાં આપી બુદ્ધે એને પૂછયું: "પૂર્ણ, હવે તું કયા પ્રદેશમાં જઈશ ?"

પૂર્ણ—ભગવન્, આપના ઉપદેશને ગ્રહણ કરીને હું હવે સુનાપરન્ત (નામના) પ્રદેશમાં જનાર છું.

બુદ્ધ—પૂર્ણ, સુનાપરન્ત પ્રાન્તના લોકો અતિ કઠોર છે, બહુ ક્રૂર છે. તે જ્યારે તને ગાળો દેશે, તારી નિંદા કરશે, ત્યારે તને કેવું લાગશે ?

પૂર્ણ—તે વખતે, હે ભગવન્, હું માનીશ કે આ લોકો બહુ સારા છે, કારણકે તેઓએ મારા ઉપર હાથથી પ્રહાર કર્યો નથી.

બુદ્ધ—અને જો તેઓએ તારા ઉપર હાથથી પ્રહાર કર્યો તો ?

પૂર્ણ—મને તેઓએ પથ્થરથી માર્યો નહિ, તેથી તે લોકો સારા જ છે એમ હું સમજીશ.

બુદ્ધ—અને પથરાઓથી માર્યો તો ?

પૂર્ણ—મારી ઉપર તેઓએ દંડપ્રહાર કર્યો નહિ, તેથી તે બહુ સારા લોક છે એમ હું સમજીશ.

બુદ્ધ—અને દંડપ્રહાર કર્યો તો ?

પૂર્ણ—શસ્ત્રપ્રહાર કર્યો નહિ એ તેમનું ભલપણ છે એમ સમજીશ.

બુદ્ધ—અને શસ્ત્રપ્રહાર કર્યો તો ?

પૂર્ણ—મને ઠાર માર્યો નહિ એ તેમની ભલાઈ છે એમ સમજીશ.

બુદ્ધ—અને ઠાર માર્યો તો ?

પૂર્ણ—ભગવન્, કેટલાએક ભિક્ષુ આ શરીરથી

આસક્ત રહીને તમે મરણ પામો એ બરાબર નથી. આવા પ્રકારનું પ્રપંચાસક્તિયુક્ત મરણ દુઃખકારક છે એવું ભગવંતે કહ્યું છે. હે ગૃહપતિ, કદાચિત તમારા મનમાં એવી શંકા આવશે કે 'હું મૂઆ પછી નકુલમાતા છોકરાંઓનું પાલન કરી શકશે નહિ, સંસારનું ગાડું હાંકી શકશે નહિ.' પરંતુ એવી શંકા તમે મનમાં લાવશો નહિ. કારણ, મને સૂતર કાંતવાની કળા આવડે છે, અને ઊન તૈયાર કરતાં આવડે છે. એના વડે હું તમારા મરણ પછી છોકરાંઓનું પોષણ કરી શકીશ. માટે હે ગૃહપતિ, આસક્તિયુક્ત અંતઃકરણથી તમારું મરણ ન થાઓ એમ હું ઇચ્છું છું. હે ગૃહપતિ, તમને બીજી એવી શંકા આવવાનો સંભવ છે કે 'નકુલમાતા મારા મરણ પછી પુનર્વિવાહ કરશે.' પરંતુ આ શંકા તમે છોડી દો. હું આજ સોળ વર્ષથી ઉપોસથવ્રત પાળું છું, તે તમને ખબર છે જ. તો પછી હું તમારાં મૃત્યુ પછી પુનર્વિવાહ કેમ કરીશ ? હે ગૃહપતિ, તમારા મરણ પછી હું બુદ્ધ ભગવાનનો અને ભિક્ષુસંઘનો ધર્મોપદેશ શ્રવણ કરવા નહિ જાઉં એવી તમને શંકા આવવાનો સંભવ છે. પણ તમારી પાછળ પહેલાં પ્રમાણે જ બુદ્ધોપદેશ સાંભળવામાં મારો ભાવ રહેશે એવી તમારે પક્કી ખાતરી રાખવી. માટે કોઈ પણ પ્રકારની ઉપાધિ સિવાય મરણને શરણ થાઓ. હે ગૃહપતિ, તમારી પાછળ હું બુદ્ધ ભગવાને ઉપદેશેલું શીલ યથાર્થ રીતે નહિ પાળું એવી તમને શંકા આવવાનો સંભવ

છે. પણ જે ઉત્તમ શીલવતી બુદ્ધોપાસિકાઓ છે તેમાંની જ હું એક છું એમ તમે ખાતરીથી માનજો. માટે કોઈ પણ પ્રકારની ચિંતા વગર મરણ આવવા દો. હે ગૃહપતિ, મને સમાધિલાભ થયો નહિ, તેથી તમારા મરણથી હું બહુ દુઃખી થઈશ એમ તમે સમજશો નહિ. જે કોઇ બુદ્ધોપાસિકા સમાધિલાભવાળી હશે તેમાંની હું એક છું એમ સમજો અને માનસિક ઉપાધિ છોડી દો. હે ગૃહપતિ, બૌદ્ધ ધર્મનું તત્ત્વ મને હજી સમજાયું નથી એવી પણ તમને કદાપિ શંકા આવશે. પરંતુ જે તત્ત્વજ્ઞ ઉપાસિકાઓ છે તેમાંની જ હું એક છું એમ ચોક્કસ ધ્યાનમાં રાખો અને મનમાંની ચિંતા કાઢી નાંખો."

૧૫. પરંતુ સદ્ભાગ્યે આ જ્ઞાની સ્ત્રીનો પતિ સાજો થઈ ગયો. જ્યારે બુદ્ધે આ વાત સાંભળી ત્યારે એના પતિને તેમણે કહ્યું: "હે ગૃહપતિ, તું મોટો પુણ્યશાળી છે કે નકુલમાતા જેવી ઉપદેશ કરનારી અને તારા ઉપર પ્રેમ રાખનારી સ્ત્રી તને મળી છે. હે ગૃહપતિ, ઉત્તમ શીલવતી જે ઉપાસિકાઓ છે, તેમાંની એ એક છે. આવી પત્ની તને મળી એ તારું મહાભાગ્ય."

## બૌદ્ધ શિક્ષાપદો

**ભલું અગ્નિશિખા જેવા તપ્ત લોહનું પ્રાશન;**
**ના જ અસંયમી દુષ્ટે કર્યું રાષ્ટ્રાન્ન ભોજન.***

દરેક સંપ્રદાય પ્રવર્તકે પોતાના શિષ્યોનું વર્તન સદાચાર, શિષ્ટાચાર, શુદ્ધાચાર, સભ્યતા અને નીતિને પોષક થાય એ માટે નિયમો ઘડેલા હોય છે. એ નિયમો પૈકી કેટલાક સાર્વજનિક સ્વરૂપના હોય છે, અને કેટલાક તે તે સંપ્રદાયની ખાસ રૂઢિઓના સ્વરૂપના હોય છે; કેટલાક સર્વ કાળમાં મહત્ત્વના હોય છે, અને કેટલાકનું મહત્ત્વ તે *કાળમાં જ હોય છે.*

૨. બુદ્ધ ધર્મના આવા નિયમોને શિક્ષાપદો કહે છે. તેની સવિસ્તર માહિતી શ્રી. ધર્માનંદ કોસંબીના 'બૌદ્ધ સંઘનો પરિચય'* એ પુસ્તકમાં આપેલી છે.

શ્રી સહજાનંદ સ્વામીની શિક્ષાપત્રી જેમ દરેક આશ્રમ અને વર્ણના સ્ત્રી–પુરુષોને માટે છે, તેવા આ નિયમો નથી. એ મુખ્યત્વે ભિક્ષુઓ અને ભિક્ષુણી-ઓને માટે જ છે. એટલે એ બધા નિયમોનો ઉલ્લેખ કરવો અહીં જરૂરનો નથી. પણ એમાંના કેટલાક

---

* सेय्यो अयोगुळो भुत्तो तत्तो अग्गिसिखूपमो ।
यञ्चे भुञ्जेय दुस्सीलो रट्ठपिण्डं असंयतो ॥
(धम्मपद)

* ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ.

નિયમો સાર્વજનિક રીતે ઉપયોગી છે અને કેટલાક ખાસ કરીને સમાજસેવકોને માટે મહત્ત્વના છે. તેવા નિયમોની માહિતી આજે યોગ્ય લાગે તેવી ભાષામાં અહીં ટૂંકામાં આપી છે.

૩. શિષ્યે પોતાના ગુરુની શુશ્રૂષા નીચે પ્રમાણે કરવી:

શિષ્યોના ધર્મ

**(૧) પ્રાત:કર્મ**—સવારે વહેલા ઊઠી, જોડા ઉતારી નાંખી, કપડાં વ્યવસ્થિત રાખી, ગુરુને દાતણ અને મોં ધોવા માટે પાણી આપવું અને બેસવા માટે આસન મૂકવું. ત્યાર બાદ, એમના નાસ્તાનો ખોરાક હાજર કરવો. નાસ્તો કરી રહ્યા બાદ હાથ મોં ધોવા પાણી આપવું, અને નાસ્તાનાં પાત્રો સાફ કરી વ્યવસ્થિત રીતે તેની જગ્યાએ મૂકી દેવાં. ગુરુ ઊઠે એટલે આસન ઠેકાણે મૂકી દેવું અને એ જગ્યા ગંદી થઈ હોય તો સાફ કરી નાંખવી.

**(૨) વિચરણ**—ગુરુને બહાર જવું હોય ત્યારે એમનાં બહાર જવાનાં વસ્ત્રો આણી આપવાં, અને પહેરેલાં કપડાં કાઢી નાંખે ત્યારે તે લઈ લેવાં. ગુરુ બહારગામ જનાર હોય તો એમનાં પ્રવાસનાં પાત્રો, બિછાનું તથા કપડાં વ્યવસ્થિત રીતે બાંધીને તૈયાર રાખવાં. ગુરુની સાથે પોતાને જવાનું હોય તો પોતે વ્યવસ્થિત રીતે કપડાં પહેરી, શરીરને સારી રીતે ઢાંકી, પોતાનાં પાત્રો, બિછાનું તથા કપડાં બાંધી લઈ તૈયાર થઈ જવું.

(૩) માર્ગમાં ચાલતાં શિષ્યે ગુરુથી બહુ દૂર કે બહુ નજીક ચાલવું નહિ.

(૪) વાચાસંયમ—ગુરુ બોલતા હોય ત્યારે શિષ્યે વચમાં બોલવું નહિ. પરંતુ, નિયમનો ભંગ થાય એવું કાંઈ ગુરુ બોલે તો એનું નમ્રતાથી નિવારણ કરવું.

(૫) પ્રત્યાગમન—બહારથી પાછા ફરતી વખતે પોતે પહેલાં આવી ગુરુનું આસન તૈયાર કરવું. પગ ધોવા માટે પાણી તથા પાટલો તૈયાર રાખવાં. આગળ જઈને ગુરુના હાથમાં છત્રી-થેલી ઈત્યાદિ હોય તે લઈ લેવાં. ઘરમાં પહેરવાનું વસ્ત્ર આપવું અને પહેરેલું વસ્ત્ર બદલે તે લઈ લેવું. જો એ વસ્ત્ર પસીનાથી ભીંજાઈ ગયું હોય તો એને થોડીવાર તડકામાં મૂકવું; પણ એને તડકામાં જ રહેવા દેવું નહિ. વસ્ત્રને ભેગું કરી લઈ લેવું અને ભેગું કરતાં ફાટે નહિ એની કાળજી રાખવી. વસ્ત્રની ઘડી કરીને મૂકવું.

(૬) ભોજન—નાસ્તાની આદિ જમતી વખતે પણ ગુરુનાં આસન, પાત્ર, ભોજન વગેરેની વ્યવસ્થા કરવી, અને જમી રહ્યા બાદ પાત્રાદિક સાફ કરવાં અને જગ્યા સાફ કરવી.

(૭) જમવાનાં પાત્ર એકાદ સાફ પાટ કે બાજઠ પર મૂકવાં, પણ નરી જમીન પર મૂકવાં નહિ.

(૮) સ્નાન—જો ગુરુને નાહવું હોય તો તેની વ્યવસ્થા કરવી; એને ટાઢું પાણી જોઈતું હોય તો

ઠંડું આપવું, ઊનું જોઈતું હોય તો ઊનું આપવું, મર્દનની જરૂર હોય તો શરીરને તેલ ચોપડવું કે ઘસી આપવું. જલાશય પર નાહવાનું હોય તો ત્યાં પણ ગુરુની વ્યવસ્થા કરવી. પાણીમાંથી પહેલાં બહાર નીકળી શરીર લોઢી તથા કપડાં બદલી, ગુરુને અંગૂછો આપવો અને જરૂર હોય તો શરીર લોઢી આપવું. પછી એમને ધોયેલાં કપડાં આપી, ભીંજવેલાં કપડાં સ્વચ્છ કરી ધોઈ નાંખવાં. તેને દોરી પર સૂકવવાં, અને સૂકાયાં બાદ વ્યવસ્થિત ઘડી કરી મૂકી દેવાં, પણ તડકામાં લાંબો વખત રહેવા દેવાં નહિ.

(૯) **નિવાસસ્વચ્છતા**—ગુરુના નિવાસમાં કચરો રોજ સાફ કરી નાંખવો. નિવાસ સાફ કરતી વખતે પહેલાં જમીન ઉપરની વસ્તુઓ, જેમકે, પાત્રો, કપડાં, આસનો, ગોદડાં, ઓશીકાં વગેરે ઊપાડી લઇ બહાર કે ઊંચાં મૂકવાં. ખાટલો બહાર કાઢતી વખતે બારણા સાથે ભટકાય નહિ તેની કાળજી રાખવી. ખાટલાના પ્રતિપાદક (પાયા નીચે મૂકવાનાં લાકડાંનાં કે પથ્થરનાં ઓઠીંગણ) એક બાજૂએ મૂકવાં. પિકદાની ઊપાડી લઇ બહાર મૂકવી. પાથરણું કેવી રીતે પાથર્યું છે તે ધ્યાનમાં રાખી પછી બહાર કાઢવું. જો નિવાસમાં જાળાં બાઝયાં હોય તો પહેલાં છત સાફ કરવી. પછીથી બારીઓ, કમાડ તથા ખૂણાઓ સાફ કરવાં. ગેરુથી રંગેલી ભીંતો તથા છોથી તૈયાર કરેલી જમીન ખરાબ થઇ હોય તો પાણીમાં કપડું બોળી એને નિચોવી નાંખી પછી એનાથી તે સાફ કરવી.

સારી લીંપેલી જમીન કે આંગણું, ધૂળ ઊડે નહિ તે
માટે, પહેલાં તે પર પાણી છાંટી પછી સાફ કરવાં.
કચરો ભેગો કરી નિયત ઠેકાણે નાંખી દેવો.

પાથરણાં, ખાટલા, પાટ, ઓશીકાં, પિકદાની
વગેરે બધી ચીજો તડકામાં મૂકવી પછી યોગ્ય સ્થાને
મૂકી દેવી.

(૧૦) મકાનમાં જે દિશામાંથી પવનને લીધે ધૂળ
ઊડતી હોય તે તરફની બારીઓ બંધ કરી દેવી.
ટાઢના દિવસોમાં દિવસે બારીઓ ઉઘાડી રાખવી અને
રાત્રે બંધ કરવી, તથા ઉનાળામાં દિવસે બંધ રાખવી
અને રાત્રે ઉઘાડવી.

(૧૧) શિષ્યે પોતાની રહેવાની ઓરડી, બેસવાની
ઓરડી, ભેગા મળવાનું દીવાનખાનું, સ્નાનગૃહ તથા
પાયખાનાં સાફ રાખવાં. પીવાનું તથા વાપરવાનું પાણી
ભરી રાખવું. પાયખાનામાં રાખેલી કોઠીમાં પાણી થઇ
રહ્યું હોય તો એ પણ ભરી રાખવું.

(૧૨) **અધ્યયન**—ગુરુ પાસે નિયત સમયે પાઠ
લેવાનો હોય તે લઇ લેવો અને પ્રશ્નો પૂછવાના હોય
તે પૂછી લેવા.

(૧૩) **ગુરુના દોષોની શુદ્ધિ**—ગુરુમાં ધર્મા-
ચરણમાં અસંતોષ કે ખામી ઉત્પન્ન થઇ હોય, અથવા
મનમાં શંકા ઉદ્ભવી હોય, અથવા મિથ્યા દૃષ્ટિ પ્રાપ્ત
થઇ હોય તો શિષ્યે બીજા મારફતે તે દૂર કરાવવી,
અથવા જાતે કરવી, અથવા ધર્મોપદેશ કરવો. ગુરુની
સંસ્થાના, ખાસ કરીને નૈતિક અને સૈદ્ધાન્તિક, નિયમોનો

ભંગ થયો હોય તો તેનું પરિમાર્જન થાય અને સંસ્થા તેને ફરીથી પૂર્વ સ્થિતિમાં લાવી મૂકે એવી ગોઠવણ કરવી.

(૧૪) મંદવાડ—ગુરુની માંદગીમાં તે સાજા થાય કે મરે ત્યાં સુધી એની સેવા કરવી.

ગુરુના ધર્મો

૪. (૧૫) અધ્યાપન—ગુરુએ શિષ્ય પર પ્રેમ રાખવો અને તેના પર અનુગ્રહ કરવો. તેને ક્રમ લઈ પાઠ શીખવવા, તેના ધાર્મિક પ્રશ્નોના જવાબ આપવા, ઉપદેશ કરવો તથા રીતરિવાજની માહિતી આપી એને મદદ કરવી.

(૧૬) શિષ્યની સંભાળ—પોતાની પાસે વસ્ત્ર, પાત્ર વગેરે હોય અને શિષ્ય પાસે ન હોય તો પોતાનાં આપવાં અગર મેળવી આપવાં.

(૧૭) મંદવાડ—શિષ્યના મંદવાડમાં ગુરુ જાણે પોતે શિષ્ય હોય અને શિષ્ય ગુરુસ્થાને હોય એમ વર્તવું.

૮. આવાસિક (વિહારમાં રહેનાર) ભિક્ષુએ આગંતુક ભિક્ષુનો નીચે મુજબ સત્કાર કરવો:

યજમાનના ધર્મો

(૨૪) જો આગંતુક ભિક્ષુ પોતાથી મોટો હોય તો એને માટે આસન તૈયાર કરવું; પગ ધોવાનું પાણી તથા પાટલો તૈયાર રાખવાં; સામા જઈ એના હાથમાંનો સામાન લઈ લેવો; પાણી પીવા જોઈતું હોય તો પૂછી જોવું; બની શકે તો એના ચંપલ સાફ કરવાનું લૂગડું ધોઈ નાંખવું. આગંતુકને પ્રણામ કરવા; તેને રહેવાની જગ્યા બતાવવી; જવા આવવાના, સૂવાના ઈત્યાદિક નિયમોથી વાકેફ કરવો; પાયખાના–પેશાબની જગ્યા બતાવવી.

જો આગંતુક ભિક્ષુ પોતાનાથી નાનો હોય તો પોતે આસનસ્થ રહીને જ બોલાવવો અને 'અમુક જગ્યાએ પાત્ર મૂક, અમુક જગ્યાએ વસ્ત્રો મૂક, અમુક જગ્યાએ આસન પર બેસ' વગેરે સૂચનાઓ કરવી.

૯. વિહારમાંથી વિદાય લેનારે જતાં પહેલાં નીચે પ્રમાણે વ્યવસ્થા કરીને જવું:

વિદાય લેનારનાં કર્તવ્યો

(૨૫) પોતે વપરાશમાં લીધેલાં વાસણો મૂળ ઠેકાણે પાછાં મૂકી દેવાં, અને જેને સોંપવાનાં હોય તેને સ્વાધીન કરવાં; પોતાને રહેવા માટે મળેલાં સ્થાનનાં બારીબારણાં બંધ કરી બીજા ભિક્ષુઓને (અને તે ન હોય તો રખેવાળને) ખબર આપ્યા પછી જવું. ખાટલો ચાર પથ્થરના ઓઠીંગણ

ઉપર મૂકી તથા એના પર બાજઠ વગેરે મૂકીને જવું.

૧૦. (૨૬) એકાંત—ભિક્ષુએ આપત્કાલ કે અનિવાર્ય કારણ વિના કોઈ સ્ત્રી સાથે એકાંતમાં વસવું નહિ અને સુજ્ઞ પુરુષોની ગેરહાજરીમાં એની સાથે ૫-૬ વાક્ય સિવાય વધારે સંભાષણ, ચર્ચા કે ઉપદેશ કરવાં નહિ; એની સાથે એકાકી પ્રવાસ કરવો નહિ.

સ્ત્રીઓ સાથે સંબંધ

(૨૭) એકાંતસંગ—પતિ-પત્ની એકઠાં બેઠાં કે સૂતાં હોય તે ખંડમાં આગળથી જાણ કર્યા વિના ભિક્ષુએ તેમાં દાખલ થવું નહિ.

(૨૮) પરિચર્યા—ભિક્ષુએ પોતાના નિકટ સગા સિવાયની બીજી સ્ત્રી પાસે પોતાનાં વસ્ત્રો ધોવડાવવાં નહિ કે સીવડાવવાં નહિ.

(૨૯) ભેટ—ભિક્ષુએ કોઈ સગપણ વિનાની સ્ત્રીને કે ભિક્ષુણીને વસ્ત્રાદિકની ભેટ કરવી નહિ.

૧૧. (૩૦) ખાટલો—પાયા નીચેની અટનીથી આઠ સુગત આંગળ ઊંચો રાખવો, વધારે નહિ.

કેટલાંક પ્રમાણ

(૩૧) આસન—આસનનું પ્રમાણ વધારેમાં વધારે લંબાઈ બે સુગત વિતસ્તિ, પહોળાઈ આશરે દોઢ

સુગત વિતસ્તિ, અને જૂના આસનમાંથી કાઢેલી ચારે બાજૂ ફરતી કોર એક વેંત. ચારે બાજૂ જૂના આસનની જુદા રંગની કોર કર્યા વિનાનું આસન ન બનાવવું.

(૩૨) **કચ્છ પંચિયું**—લંબાઇ ચાર સુગત વિતસ્તિ. પહોળાઈ બે સુગત વિતસ્તિ.

(૩૩) **ધોતી-પંચિયું**—લંબાઈ છ સુ. વિ., પહોળાઈ આશરે અઢી સુ. વિ.

(૩૪) **ચીવર**—લંબાઇ નવ સુ. વિ., પહોળાઇ છ સુ. વિ.

૧૨. (૩૫) **આસન અને ગતિ**—શરીરને યોગ્ય રીતે ઢાંકીને ચાલવું તથા બેસવું. નજર નીચી રાખી ચાલવું-બેસવું. વસ્ર ઉડાડતાં ચાલવું કે બેસવું નહિ. મોટેથી હસતાં હસતાં કે મોટેથી અવાજ કરતાં ચાલવું કે બેસવું નહિ. ચાલતાં કે બેસતા શરીરને હલાવ્યાં કરવું નહિ. હાથ હલાવ્યા

સભ્યતા

---

જ્યાએ સુગત આંગળ, સુગત ચીવર એવા શબ્દો વપરાયા છે. મને લાગે છે કે સુગત એટલે બુદ્ધ, અને સુગત આંગળ, સુગત વિતસ્તિ અને સુગત ચીવર, એટલે બુદ્ધના આંગળ, વેંત અને ચીવરનું પ્રમાણ. વિતસ્તિ એટલે દોઢ હાથ એ દેખીતી રીતે ભિક્ષુઓનું બીજી રીતનું જીવન જોતાં બહુ મોટું પ્રમાણ છે. દા. ત. લુંગી માફક પહેરવાનું ચીવર ૯×૧॥= ૧૩॥ હાથ લાંબું, અને ૬×૧॥=૯ હાથ પહોળું હોઇ શકે નહિ. પણ ૯×૬ વેંત (આશરે ૨। થી ૨॥ વાર × ૫૪॥" થી ૬૦") એ પૂરતું ગણાય. આસન પણ ૩૦" × ૨૫" નું પૂરતું થાય.

કરવા નહિ. માથું ધુણાવ્યા કરવું નહિ. કેડ પર હાથ મૂકી રાખવો નહિ. માથા પર ઓઢી રાખવું નહિ. એડી ઊંચી રાખવી નહિ. પલ્લસ્થિકા (ટીંચણ બાંધાને આરામ ખુરશી કે ડોલતી ખુરશી જેમ શરીરને) કરી બેસવું નહિ.

(૩૬) **ભોજન**—ભોજન કરતી વખતે પાત્ર તરફ ધ્યાન રાખવું, પીરસાતી વસ્તુઓ તરફ ધ્યાન રાખવું, કાંઇક વસ્તુ વધારે પિરસાવવા માટે ઢાંકવા કે સંતાડવાની યુકિત કરવી નહિ; મંદવાડ વિના ખાસ પોતાને માટે વસ્તુઓ તૈયાર કરાવવી નહિ; બીજાના ભાણા સામે તાકવું નહિ, મોટા કોળિયા લેવા નહિ, કોળિયો મોઢા સુધી લાવ્યા વગર મોઢું ઉઘાડવું નહિ; હથેલી મોંમાં ઘાલીને જમવું નહિ, કોળિયો મોંમાં ફેંકીને જમવું નહિ; ખાવાની વસ્તુને મોંથી ભાંગીને જમવું નહિ; ગાલમાં અન્ન ભરીને જમવું નહિ. મોંમાં કોળિયો હોય ત્યારે બોલવું નહિ; હાથ તરછોડતાં તરછોડતાં જમવું નહિ, ભાત આમ તેમ ઉડાડતા જમવું નહિ; જીભ આમ તેમ હલાવતાં જમવું નહિ. ચપચપ અવાજ કરવો નહિ; સૂ-સૂ અવાજ કરતાં જમવું નહિ; હાથ, ઓઠ કે થાળી ચાટયાં કરવાં નહિ. એંઠા હાથે પાણીનો પ્યાલો લેવો નહિ. એંઠ-વાડવાળું પાણી રસ્તામાં નાંખવું નહિ.

(૩૭) **શૌચ**—મંદવાડ વિના, ઊભા રહીને, ઘાસ ઉપર કે પાણીમાં શૌચ કે લઘુશંકા કરવાં નહિ.

## કેટલાક પ્રસંગો અને અન્ત

કરી તિતિક્ષા ખમ અન્ય દોષ
વડું સહુથી તપ એ ગણાય;
વડી સહુથી ગતિ સંસૃતિથી,
નિર્વૃત્તિ થાવી બુધનો કહે છે.
હણે બીજાને અથવા પીડે જે
કષાયધારી પણ ના જ સાધુ.*

મહાપુરુષોના ઉપદેશો એમણે શું વિચાર્યું છે, એ દર્શાવે છે: એમના ઉપદેશથી સમાજ ઉપર થયેલી અસર એમની વાણીનો પ્રભાવ જણાવે છે: પણ એ વિચાર અને વાણીની પાછળ રહેલી નિષ્ઠા એમના જીવનના પ્રસંગો પરથી જ જણાય છે. માણસ વિચારે છે તેટલું બોલી શકતો નથી, અને બોલે છે તેટલું કરી શકતો નથી. માટે એ જે કરે છે તે ઉપરથી જ એનું તત્ત્વજ્ઞાન એના હૃદયમાં કેટલું ઊતર્યું હતું તે પારખી શકાય છે.

જ્ઞાનની કસોટી

૨. જો જગત પ્રત્યેની મિત્રતાની ભાવનાની આપણે મૂર્તિ બનાવી શકીએ તો તે બુદ્ધના જેવી હોય એમ કહેવાને હરકત નથી. પ્રાણીમાત્ર વિષે મૈત્રી સિવાય બીજી

મિત્રભાવના

---

*खन्ती परमं तपो तितिक्खा
निब्बानं परमं वदन्ति बुद्धा ।
न हि पब्बजितो परूपघाती
समणो होति परं विहेठयन्तो ॥
(धम्मपद)

કોઈ એમને દૃષ્ટિ જ ન હતી. એમના ઉપર વૈરભાવ રાખનારા કેટલા યે જન નીકળ્યા, હલકાંમાં હલકાં આળ ચડાવવાથી લઈને એમને મારી નાંખવા સુધીના પ્રયત્નો કરવામાં આવ્યા, પણ એમના હૃદયમાં એ વિરોધીઓ વિષે પણ મિત્રતાથી હલકો ભાવ નીકળી શકયો જ નહિ, એ નીચેના પ્રસંગો પરથી સમજાશે; અને તે ઉપરથી અવતાર એટલે કેવા પુરુષ હોય તેનો ખ્યાલ આવશે.

૩. કૌશામ્બીના ઉદયન રાજાની રાણી જ્યારે કુમારી હતી, ત્યારે એના પિતાએ બુદ્ધને એનું પાણિગ્રહણ કરવા વિનંતિ કરેલી. પણ બુદ્ધે તે વખતે જવાબ વાળ્યો હતો કે: "મનુષ્યના નાશવંત શરીર ઉપરથી મોહ છૂટી જવાથી મેં ઘર છોડર્યું. પરણવામાં મને કશો આનંદ જણાતો નથી. હું એ કન્યાનો સ્વીકાર કેવી રીતે કરું?"

**કૌશામ્બીની રાણી**

૪. પોતાના જેવી સુંદર કન્યાનો અસ્વીકાર કરવાથી એ કુમારીને અપમાન લાગ્યું. વખત આવ્યે બુદ્ધ પર વેર વાળવા એણે મનમાં નિશ્ચય કર્યો. જતે દહાડે એ ઉદયન રાજાની પટ્ટરાણી થઈ.

૫. એક વાર બુદ્ધ કૌશામ્બીમાં આવ્યા. શહેરના લફંગાઓને પૈસા આપી આ રાણીએ એમને શીખવ્યું કે જ્યારે બુદ્ધ અને એના શિષ્યો શહેરમાં ભિક્ષા માટે ફરે, ત્યારે એમને ખૂબ ગાળો દેવી. તે

ઉપરથી જ્યારે બુદ્ધનો સંઘ ગલીઓમાં પેસે કે ચારે તરફથી એમના ઉપર બીભત્સ ગાળોનો વરસાદ વરસવા લાગ્યો. કેટલાક શિષ્યો અપશબ્દોથી મૂંઝાયા. આનંદ નામના એક શિષ્યે શહેર છોડી જવા બુદ્ધને વિનંતિ કરી.

૬. બુદ્ધે કહ્યું: "આનંદ, જો ત્યાંપણ આપણને લોકો ગાળો દેશે તો શું કરીશું?"

આનંદ બોલ્યો: "બીજે ક્યાંય જશું."

બુદ્ધ—અને ત્યાં પણ એમ થાય તો?

આનંદ—વળી કોઈ ત્રીજે ઠેકાણે.

બુદ્ધ—આનંદ, જો આપણે આ પ્રમાણે નાસભાગ કર્યા કરશું, તો નિષ્કારણ કલેશભાગી જ થઇશું. એથી ઊલટું, જો આપણે આ લોકોના અપશબ્દો સહન કરી લઈશું તો એમની બીકથી બીજે જવાનું પ્રયોજન નહિ રહે, અને એમની ચાર આઠ દિવસ ઉપેક્ષા કરવાથી એ પોતાની મેળે મૂંગા થઇ જશે.

૭. બુદ્ધના કહેવા પ્રમાણે જ સાત આઠ દિવસમાં શિષ્યોને અનુભવ થયો.

**ખુનનો આરોપ**

૮. વળી એકવાર બુદ્ધ શ્રાવસ્તીમાં રહેતા હતા. એમની લોકપ્રિયતાને લીધે એમના ભિક્ષુઓનો શહેરમાં સારો આદર-સત્કાર થતો. આથી અન્ય સંપ્રદાયના વૈરાગીઓને ઇર્ષ્યા થવા લાગી. એમણે બુદ્ધ વિષે એવી વાત ફેલાવી કે એમની ચાલચલગત સારી નથી. થોડા

દહાડા પછી વેરાગીઓએ એક વેરાગી સ્ત્રીનું ખુન કરાવી, તેનું શબ બુદ્ધના વિહાર પાસે એક ખાડામાં ફેંકાવ્યું, અને પછી રાજાની આગળ પોતાના સંઘની એક સ્ત્રી ખોવાય છે એમ ફરિયાદ કરી અને બુદ્ધ અને એમના શિષ્યો ઉપર વહેમ ખાધો. રાજાના માણસોએ શબ માટે તપાસ કરી અને બુદ્ધના વિહાર પાસેથી એને શોધી કાઢ્યું. થોડા વખતમાં આખા શહેરમાં આ વાત ફેલાઈ ગઇ અને બુદ્ધ તથા એમના ભિક્ષુઓ પરથી લોકોનો વિશ્વાસ ઊડી ગયો. જે તે એમના ઉપર થૂ-થૂ કરવા મંડ્યા.

૯. બુદ્ધ આથી જરા યે બીધા નહિ. "ખોટા-બોલાને પાપ સિવાય બીજી ગતિ નથી," એમ જાણી એ શાન્ત રહ્યા.

૧૦. કેટલાક દિવસ પછી જે મારાઓએ વેરાગણનું ખુન કર્યું હતું તેઓ એક દારૂના પીઠામાં ભેગા થઈ ખુન કરવા માટે મળેલા પૈસાની વહેંચણી કરતા હતા. એક બોલ્યો: "મેં સુંદરીને મારી માટે હું મોટો ભાગ લઈશ."

બીજાએ કહ્યું: "મેં ગળું દાબ્યું ન હોત તો સુંદરીએ બૂમ પાડીને આપણને ઉઘાડા પાડી દીધા હોત."

૧૧. આ વાત રાજાના ગુપ્ત માણસોએ સાંભળી. એમને પકડી એ રાજા પાસે લઇ ગયા. મારાઓએ પોતાનો ગૂનો કબૂલ કરીને જે હકીકત બની હતી તે

કહી દીધી. બુદ્ધ પરનું આળ ખોટું ઠરવાથી એમને. વિષેનો પૂજ્યભાવ ઊલટો બમણો વધ્યો, અને પેલા. વેરાગીઓનો સર્વને તિરસ્કાર આવ્યો.

૧૨. એમનો ત્રીજો વિરોધી દેવદત્ત નામે તેમનો. એક શિષ્ય જ હતો. દેવદત્ત શાક્ય વંશનો જ હતો. એ ઐશ્વર્યનો અત્યંત લોભી હતો. એને માન અને મોટપ જોઈતાં હતાં. કોઈ રાજકુમારને પ્રસન્ન કરી એણે આ કાર્ય સાધવા વિચાર કર્યો.

દેવદત્ત

૧૩. બિમ્બિસાર રાજાને એક અજાતશત્રુ નામે પુત્ર હતો. દેવદત્તે એને ફોસલાવી પોતાને વશ કરી લીધો.

૧૪. પછી એ બુદ્ધ પાસે આવી કહેવા લાગ્યો: "તમે હવે ઘરડા થયા છો. માટે સર્વ ભિક્ષુઓનો મને નાયક બનાવો, અને તમે હવે શાન્તપણે બાકીનું આયુષ્ય ગાળો."

૧૫. બુદ્ધે એ માગણી સ્વીકારી નહિ. એમણે કહ્યું: "તું એ અધિકારને લાયક નથી."

૧૬. દેવદત્તને આથી અપમાન લાગ્યું. એણે બુદ્ધ ઉપર વેર વાળવા મનમાં ગાંઠ બાંધી.

૧૭. એ અજાતશત્રુ પાસે ગયો અને બોલ્યો: "કુમાર, મનુષ્યદેહનો ભરોસો નથી. ક્યારે મરી જવાશે તે કહેવાય નહિ. માટે જે પ્રાપ્ત કરવાનું છે તે તુરત જ મેળવી લેવું જોઈએ. તું પહેલો મરીશ

કે તારો બાપ પહેલો મરશે એ નક્કી નથી. તને રાજ્ય મળે તે પહેલાં જ તારો કાળ આવવાનો સંભવ છે. માટે રાજાના મરવાની રાહ ન જોતાં એને મારીને તું રાજા થા, અને બુદ્ધને મારીને હું બુદ્ધ થાઉં."

૧૮. અજાતશત્રુને ગુરુની યુક્તિ પસંદ પડી. એણે ઘરડા બાપને કેદખાનામાં નાંખી ભૂખ્યો માર્યો અને પોતે સિંહાસન પર ચડી બેઠો. હવે દેવદત્તનો રાજ્યમાં વગ વધી જાય એમાં શી નવાઇ ?

લોકો જેટલો રાજાનો ભય રાખતા તેથી પણ વધારે દેવદત્તથી ડરતા. બુદ્ધનું ખુન કરાવવા એણે રાજાને પ્રેર્યો. પણ જે જે મારાઓ ગયા તે બુદ્ધને મારી જ શકયા નહિ. બુદ્ધની નિરતિશય અહિંસા અને પ્રેમવૃત્તિ, એમના વૈરાગ્યપૂર્ણ અન્તઃકરણમાંથી નીકળતો સચોટ ઉપદેશ, એમના શત્રુઓનાં ચિત્તને પણ શુદ્ધ કરી દેતાં. જે જે મારાઓ ગયા તે બુદ્ધના શિષ્ય થઈ ગયા.

**શિલાપ્રહાર**

૧૯. દેવદત્તને આથી બહુ ચીડ ચડી. એકવાર ગુરુ પર્વતની છાયામાં ફરતા હતા ત્યારે પર્વતની ધાર પરથી દેવદત્તે એક મોટી શિલા એમના ઉપર ધકેલી દીધી. દૈવયોગે શિલા તો એમના ઉપર ન પડી, પણ એમાંથી એક ચીપ ઊડીને બુદ્ધદેવના પગમાં વાગી. બુદ્ધે દેવદત્તને જોયો. એમને એના ઉપર દયા આવી. એ બોલ્યાઃ

"અરે મૂર્ખ, ખુન કરવાના ઇરાદાથી તેં આ જે ક્રૂર કૃત્ય કર્યું તેથી તું કેટલા પાપનો ભાગીદાર થયો તેનું તને ભાન નથી."

૨૦. પગના જખમથી બુદ્ધને પણો વખત હરવા ફરવાનું અશક્ય થયું. ભિક્ષુઓને બીક લાગી કે દેવદત્ત વળી પાછો બુદ્ધને મારવાનો લાગ ગોતશે. તેથી તેઓ રાતદિવસ એની આસપાસ ચોકીપહેરો રાખવા લાગ્યા. બુદ્ધને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમણે કહ્યું: "ભિક્ષુઓ, મારા દેહ માટે આટલી કાળજી લેવાની જરૂર નથી. મારા શિષ્યથી બ્હીને મારા શરીરને હું સાચવવા ઇચ્છતો નથી. માટે કોઇએ ચોકી ન કરતાં પોતપોતાના કામે લાગી જવું."

હાથી ઉપર વિજય

૨૧. કેટલેક દિવસે બુદ્ધ સાજા થયા. પણ દેવદત્તે વળી તેમને એક હાથી તળે ચગદાવી નાંખવાનો વિચાર કર્યો. બુદ્ધ એક ગલીમાં ભિક્ષા લેવા નીકળ્યા કે સામી બાજુથી દેવદત્તે રાજાના એક મત્ત હાથીને છોડાવી મૂક્યો. લોકો આમતેમ નાસવા લાગ્યા. જેને જ્યાં જગ્યા દેખાઇ ત્યાં ચઢી ગયા. બુદ્ધને પણ કેટલાક ભિક્ષુઓએ એક માળ પર ચઢી જવા બૂમ મારી, પણ બુદ્ધ તો દ્રઢપણે જેમ ચાલતા હતા તેમ જ ચાલતા રહ્યા. પોતાની સર્વ પ્રેમવૃત્તિનું એકીકરણ કરી, એ સર્વ કરુણા પોતાનાં નેત્રોમાંથી એમણે હાથીના ઉપર વરસાવી. હાથી સૂંઢ નીચે નાંખી એક પાળેલા

કુતરાની પેઠે બુદ્ધ આગળ ઊભો થઇ ગયો. બુદ્ધે એના ઉપર હાથ ફેરવી પોતાનો લાડ દર્શાવ્યો. હાથી ગરીબ બની પાછો ગજશાળામાં પોતાને સ્થાનકે જઇ ઊભો રહ્યો.

"દંડથી પશુ રાખે કો, અંકુશે વા લગામથી;
"વિના દંડે, વિના શસ્ત્રે, હાથી રોકયો મહર્ષિએ."*

**દેવદત્તની વિમુખતા**

૨૨. પછી દેવદત્તે બુદ્ધના કેટલાક શિષ્યોને ભોળવી જૂદો પંથ કાઢયો. પણ એમને એ રાખી ન શકયો અને સર્વે શિષ્યો પાછા બુદ્ધને શરણે આવ્યા. કેટલેક કાળે દેવદત્ત માંદો પડયો. એને એનાં કર્મો માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પણ તે બુદ્ધ આગળ પ્રકટ કરતાં પહેલાં જ તેનું મરણ થયું.

૨૩. અજાતશત્રુએ પણ એનાં કર્મો માટે પશ્ચાત્તાપ કર્યો. એણે પાછું બુદ્ધનું શરણ લીધું અને સન્માર્ગે વળગ્યો.

**પરિનિર્વાણ**

૨૪. એંશી વર્ષની વય થતાં સુધી બુદ્ધે ધર્મોપદેશ કર્યો. આખા મગધમાં એમના એટલા વિહારો ફેલાઇ ગયા કે મગધનું નામ 'બિહાર' પડી ગયું. હજારો માણસો બુદ્ધના ઉપદેશથી પોતાનું જીવન સુધારી સન્માર્ગે વળગ્યા. એકવાર ભિક્ષામાં કાંઈ અયોગ્ય અન્ન મળવાથી બુદ્ધને

* दंडेनेके दमयन्ति अंकुसेहि कसाहि च ।
अदंडेन असत्थेन नागो दन्तो महेसिना ॥

અતિસારનો રોગ લાગુ થયો. તે મંદવાડમાંથી બુદ્ધ ઊઠ્યા જ નહિ. ગોરખપુર જિલ્લામાં કસયા નામે એક ગામ છે, ત્યાંથી એક માઈલને અંતરે 'માથા-કુંવરકા કોટ' નામે સ્થાન છે, ત્યાં આગળ તે કાળે કુશિનારા નામે ગામ હતું. ત્યાં બુદ્ધનું પરિનિર્વાણ થયું.

**ઉત્તરક્રિયા**

૨૫. એમના મરણથી એમના શિષ્યોમાં અત્યંત શોક છવાઈ ગયો. જ્ઞાની શિષ્યોએ સર્વ સંસ્કાર અનિત્ય છે, કોઈની સાથે કાયમનો સમાગમ રહી શકતો નથી, એવા વિવેકથી ગુરુનો વિયોગ સહન કરી લીધો. બુદ્ધનાં ફૂલો પર ક્યાં સમાધિ બાંધવી એ વિષે એમના શિષ્યોમાં બહુ કલહ થયો. છેવટે એ ફૂલોના આઠ વિભાગ કરવામાં આવ્યા. એને જુદે જુદે ઠેકાણે દાટી એ ઉપર સ્તૂપો બાંધવામાં આવ્યા. એ ફૂલ જે ઘડામાં રાખ્યાં હતાં તે ઘડા ઉપર અને એમની ચિતાના કોલસા ઉપર પણ એ સ્તૂપો બંધાયા.

**સ્તૂપો**

**આઠતીર્થો**

૨૬. ફૂલ પરના આઠ સ્તૂપો નીચેનાં ગામોમાં છે: રાજગૃહ (પટના પાસે), વૈશાલી, કપિલવસ્તુ, અલ્લકપ્પ, રામગ્રામ, વેઠદ્વીપ, પાવા અને કુશિનારા. બુદ્ધનું જન્મસ્થાન લુમ્બિનીવન (નેપાળની તરાઈમાં), જ્ઞાનપ્રાપ્તિનું સ્થાન બુદ્ધ-ગયા, પ્રથમોપદેશનું સ્થાન સારનાથ (કાશી પાસે) અને પરિનિર્વાણનું સ્થાન કુશિનારા

એ બૌદ્ધધર્મનાં મુખ્ય તીર્થો તરીકે લાંબા કાળ સુધી પૂજાયાં.

ઉપસંહાર

૨૭. એવી પૂજાવિધિથી બુદ્ધના અનુયાયીઓએ પોતાના ગુરુ પ્રતિનો પોતાનો આદર બતાવ્યો. પણ એમણે પોતે તો છેવટના ઉપદેશમાં આ મુજબ કહેલું: "મારા પરિનિર્વાણ પછી મારા દેહની પૂજા કરવાની ભાંજગડમાં પડતા નહિ. મેં જે સન્માર્ગ શીખવ્યો છે તે પ્રમાણે ચાલવા પ્રયત્ન કરજો. સાવધાન, ઉદ્યોગી અને શાન્ત રહેજો. મારા અભાવે મારો ધર્મ અને વિનય એને જ તમારા ગુરુ માનજો. જેની ઉત્પત્તિ થઇ છે તેનો નાશ છે એમ વિચારી સાવધાનપણે વર્તજો."

ખરી અને ખોટી પૂજા

૨૮. બુદ્ધદેવની પ્રસાદીનાં સ્થળોમાં ફરીને આપણે એમની પૂજા કરી નથી શકવાના. સત્યના શોધન અને આચરણ માટે એમનો આગ્રહ, તેને માટે ભારેમાં ભારે પુરુષાર્થ તથા એમની અહિંસાવૃત્તિ, મૈત્રી, કરુણા વગેરે સદ્ભાવનાઓ એ બધાંને આપણા હૃદયમાં આપણે વિકસાવીએ એ જ એમના પ્રતિનો આપણો ખરો આદર હોઇ શકે; અને એમનાં બોધવચનોનું મનન એ જ એમની પૂજા અને યાત્રા કરી ગણાય.

# નોંધ

પૃ૦ ૫: સિદ્ધાર્થની વિવેકબુદ્ધિ—જે મનુષ્ય હમેશાં આગળ ધસવાની વૃત્તિવાળો છે તે એક જ સ્થિતિમાં કદી પડી રહેતો નથી. એ પ્રત્યેક વસ્તુમાંથી સાર અસાર શોધી લઈ, સાર જાણી લેવા જેટલી એને માટે પ્રવૃત્તિ કરી એનો ત્યાગ કરે છે. આવી સારાસારની ચાળણી તેનું જ નામ વિવેક. વિવેક અને વિચાર એ ઉન્નતિના દ્વારની કૂંચીઓ છે.

કેટલાક મનુષ્યો અત્યંત પુરુષાર્થી હોય છે. ભિખારી જેવી સ્થિતિમાંથી શ્રીમન્ત બને છે. સમાજના છેક નીચલા થરમાંથી પોતાનાં પરાક્રમ અને બુદ્ધિ વડે છેક ઉપલા થરમાં પહોંચી જાય છે અને અપાર લોકપ્રસિદ્ધિને મેળવે છે. જડ ગણાતા વિદ્યાર્થીઓ કેવળ ખંત અને ઉદ્યોગ વડે સમર્થ પંડિતો થઇ જાય છે. આ સર્વ પુરુષાર્થનો મહિમા છે. પુરુષાર્થ વિના કોઈ પણ સ્થિતિ કે યશ પ્રાપ્ત થતાં નથી.

પણ પુરુષાર્થની સાથે જો વિવેક ન હોય તો એનો વિકાસ થતો નથી. વિકાસની ઇચ્છાવાળો મનુષ્ય જે વસ્તુને માટે પુરુષાર્થ કરી રહ્યો છે તે વસ્તુને કદી પોતાનું અંતિમ ધ્યેય લેખતો નથી, પણ એને પ્રાપ્ત કરવા માટે પોતાને જે શક્તિ દાખવવી પડશે તે શક્તિ પ્રાપ્ત કરવા પૂરતું જ એને ધ્યેય કરે છે. ધનને કે પ્રસિદ્ધિને એ જીવનનું સર્વસ્વ માનતો નથી, પણ ધન અને પ્રસિદ્ધિ મેળવતાં આવડે, એ

આ પ્રમાણે મેળવી શકાય, આપણે એને મેળવી શકીએ છીએ, એમાં જ મંડી રહીએ તો આટલો ધનનો ઢગલો અને આટલી લોકપ્રસિદ્ધિ આવે—એટલું જોઈ અને અનુભવી લઇ એનો મોહ ઊડે છે અને એથી આગળ શું, એ શોધવા પોતાની શક્તિ દોરે છે.

એથી ઊલટું, બીજા માણસો એક જ સ્થિતિમાં જીવન પર્યંત પડયા રહે છે. ધનને કે લોકપ્રસિદ્ધિને કે એથી મળતાં સુખોને જ સર્વસ્વ માની, એ બન્ને ભારરૂપ થઇ પડે, એને સાચવવામાં જ આયુષ્યનો નાશ થઇ જાય, એટલા ઢગલા ભેગા કર્યા છતાં એમાંથી નીકળતા જ નથી. ધન વડે-મોટાઇ વડે, હું છું અને સુખી છું, એમ માનવાની એ ભૂલ કરે છે; પણ એમ નથી વિચારી શકતા કે મારા વડે, મારી શક્તિઓ વડે ધન અને મોટાઇ આવ્યાં છે. હું મુખ્ય છું અને એ ગૌણ છે.

પોતાની શક્તિનો કોઇ પણ કાર્યક્ષેત્રમાં રહી અત્યંત, નિસ્સીમ વિકાસ કરવો ઇષ્ટ છે. અલ્પસંતોષ, અલ્પયશથી તૃપ્તિ એ યોગ્ય નથી, પણ કાર્યક્ષેત્ર એ પ્રધાન વસ્તુ નથી, કાર્યદ્વારા જીવનનો અભ્યુદય એ પ્રધાન છે, એ ભૂલવું ન જોઇએ.

જે એ ભૂલતા નથી તેને જીવનની કોઈ પણ સ્થિતિમાં ગયેલા ભાગ માટે શોક કરવાની જરૂર ભાસતી નથી. એનું આખું જીવન એને ઊંચે લઇ જનારા રસ્તા જેવું ભાસે છે.

કાર્યક્ષેત્ર પ્રધાન નથી, એનો અર્થ એમ ન કરવો કે પ્રવૃત્તિઓ વારંવાર બદલવી જોઇએ. પરંતુ પ્રવૃત્તિમાંથી પોતાની પ્રત્યેક શક્તિ અને ભાવનાના વિકાસ પર દૃષ્ટિ રાખવી એ જરૂરનું છે. ધન મેળવતાં આવડયું, તો દાન કરતાં યે આવડવું જોઇએ; દાન માટે પ્રસિદ્ધિ મળી હોય

તેણે શુભદાનમાં પારંગતતા મેળવવી જોઇએ. ધન ઉપર પ્રેમ કરતાં આવડયો, તો મનુષ્ય ઉપર પણ પ્રેમ કરતાં આવડવો જોઇએ. એમ ઉત્તરોત્તર આગળ જ ધસવું ઘટે છે.

પૃ૦ ૧૧ઃ સિદ્ધાર્થની ભિક્ષાવૃત્તિ—સ્નાનાદિક શૌચવિધિ, પવિત્રપણે કરેલાં સાત્ત્વિક અન્ન-જળ, વ્યાયામ, એ સર્વેનું ફળ ચિત્તની પ્રસન્નતા, જાગૃતિ અને શુદ્ધિ એ છે. નાહવાથી પ્રસન્નતા લાગે છે, ઊંઘ ઊડી જાય છે, સ્થિરતા આવે છે અને કેટલોક સમય જાણે તહેવારનો દિવસ હોય એવી પવિત્રતા ભાસે છે એવો સર્વેને અનુભવ હશે જ. આવું જ પરિણામ શુદ્ધ અન્ન, વ્યાયામ વગેરેનું થાય છે. આ માટે જ સ્નાનાદિક શૌચના અને ભોજન, વ્યાયામ વગેરેના નિયમોનું મહત્ત્વ છે. આજુબાજુનું વાતાવરણ પોતાના શરીર અને મન ઉપર ખરાબ અસર ન કરી શકે એટલા માટે આ સર્વ નિયમોનું પાલન છે.

પણ એ વસ્તુ જ્યારે ભૂલાઇ જાય ત્યારે એ નિયમોનું પાલન જ જીવનનું સર્વસ્વ થઈ બેસે છે; સાધન એ જ સાધ્ય થઇ જાય છે, અને એમ થાય ત્યારે ઉન્નતિ તરફ લઇ જનાર જીવનનૌકા પર એ નિયમો જમીન સુધી પહોંચેલા લંગર જેવા થઇ પડે છે. પછી એમાંથી છૂટવા ઇચ્છનાર માણસ એને સાવ તોડી નાંખે એમ પણ બને.

વળી, આ નિયમો એ કુસંસ્કાર, અપ્રસન્નતા, અજાગૃતિ વગેરે સામે કિલ્લારૂપ છે. જે વખતે કિલ્લામાંથી બહાર પડી લડવાની લાયકાત આવી હોય, ત્યારે એમાં પડી રહેવું ભાર રૂપ જ લાગે. તેમ, જ્યારે મૈત્રી, કરુણા, સમતા વગેરે ઉદાત્ત ભાવનાઓથી ચિત્ત ભરાઇ જાય, ત્યારે એ નિયમોનું પાલન પ્રસન્નતા વગેરે ન લાવતાં ઉદ્વેગ જ કરાવે. એ મનુષ્ય એ કિલ્લામાં કેમ ભરાઇ રહી શકે?

ચિત્તની પ્રસન્નતા એટલે વિષયોનો આનંદ નહિ. ભોગવિલાસથી કેટલાકનું ચિત્ત પ્રસન્ન રહે છે. ચાહ, બીડી, દારૂ વગેરેથી કેટલાકનું ચિત્ત પ્રસન્ન થાય છે અને બુદ્ધિ જાગ્રત થાય છે; કેટલાક મિષ્ટાન્નોથી પ્રસન્ન થઇ જાય છે. પણ આ પ્રસન્નતા ખરી નથી, એ વિકારોનો ક્ષણિક આનંદ છે. મન ઉપર કશો બોજો ન હોય, કામમાંથી પરવારી ઘડીક આરામ લેતા હોઇએ, તે વખતે જેવો અકૃત્રિમ સ્વાભાવિક આનંદ હોય છે તે પ્રસન્નતા સહજ છે.

પૃ૦ ૧૨: સમાધિ—આ શબ્દથી સામાન્ય રીતે લોકો એમ સમજે છે કે પ્રાણને રોકી દઇને લાંબો વખત સુધી શબવત્ રહેવું તે. અમુક એક વસ્તુ અથવા વિચારની ભાવના કરતાં કરતાં એવી સ્થિતિ થઇ જાય કે જેમાં દેહનું ભાન ન રહે, શ્વાસોચ્છ્વાસ ધીમો અથવા બંધ પડી જાય અને કેવળ એ વસ્તુ અથવા વિચારનું જ દર્શન થાય—એને સમાધિ શબ્દથી ઓળખવામાં આવે છે.

ઉપર કહેલી સ્થિતિ પ્રાપ્ત કરવાના માર્ગને હઠયોગ કહે છે. સિદ્ધાર્થે કાલામ અને ઉદ્રક દ્વારા આ હઠયોગની સમાધિ પ્રાપ્ત કરી હોય એમ માલુમ પડે છે. આવા પ્રકારની સમાધિથી સમાધિકાળમાં સુખ અને શાન્તિ હોય છે. એ ઉતરી જાય એટલે જેવો બીજો માણસ તેવો જ એ.

પણ સમાધિ શબ્દ આ એક જ અર્થમાં વપરાતો નથી. અને સિદ્ધાર્થે પોતે જે સમાધિયોગની પોતાના શિષ્યોને ભલામણ કરી છે, તે આ હઠયોગની સમાધિ નહિ. જે વસ્તુ અથવા ભાવનાની સાથે ચિત્ત એવું તદ્રૂપ થઇ ગયું હોય કે એના સિવાય એ બીજું કશું દેખ્યા છતાં લેખી જ શકે નહિ અથવા સર્વત્ર એને જ જુએ તે વિષયમાં ચિત્તની સમાધિદશા કહેવાય. મનુષ્યની જે સ્થિર ભાવના હોય, જે ભાવના કરતાં એ

દ્દી નીચે ઉતરતો ન હોય, તે ભાવનામાં એની સમાધિ છે એમ સમજવું. સમાધિ શબ્દનો ધાત્વર્થ પણ આ જ છે. ઉદાહરણથી આ વિશેષ સ્પષ્ટ થશે.

લોભી મનુષ્ય જે જે વસ્તુને જુએ તેમાં ધનને જ ખોળે છે. ઉકરડો હોય કે રસાળ જમીન હોય, નાનકડું ફૂલ હોય કે સોનામહોર હોય, એ એમાંથી કેટલું ધન પ્રાપ્ત થાય એજ તાકે છે. જે દિશાએ એ નજર નાંખે તે દિશામાંથી એ ધન-પ્રાપ્તિનો સંભવ શોધે છે. એને આખું જગત ધનરૂપે જ ભાસે છે. ઊડતાં પક્ષીનાં પીછાંઓ, જાતજાતનાં પતંગિયાં, હવા-વાળી ટેકરીઓ, નહેર ખણી શકાય એવી નદીઓ, તેલ કાઢી શકાય એવા કૂવાઓ, પુષ્કળ લોકો જ્યાં જતા હોય એવાં તીર્થસ્થાનો—સર્વેને એ ધનપ્રાપ્તિનાં સાધન રૂપે ઉત્પન્ન થયેલાં હોય એમ માને છે. આવી ચિત્તની દશાને લોભસમાધિ કહી શકાય.

કોઇ રસાયનશાસ્ત્રી જગતમાં જ્યાં ત્યાં રસાયનિક ક્રિયાઓના જ પરિણામ રૂપે બધું થયેલું જુએ છે. એ શરીરમાં, ઝાડમાં, પથ્થરમાં, આકાશમાં સર્વત્ર રસાયનનો જ ચમત્કાર જુએ છે. એમ કહી શકાય કે એની રસાયનમાં સમાધિ થઇ છે.

કોઇ મનુષ્ય જ્યાં ત્યાં હિંસાથી જ જગત ચાલતું જુએ છે. મોટો જીવ નાનાને મારીને જ જીવે છે એમ એ સર્વત્ર નિહાળે છે. 'બળિયાને જ જીવવાનો અધિકાર છે' એવો નિયમ એ દુનિયામાં દેખે છે. એને હિંસાભાવનામાં સમાધિ થયેલી ગણાય.

વળી, કોઇ બીજો માણસ આખું જગત પ્રેમના નિયમ ઉપર જ રચાયેલું જુએ છે. દ્વેષને એ અપવાદ રૂપે અથવા વિકૃતિ રૂપે લેખે છે. જગતનો શાશ્વત નિયમ—જગતને

ટકાવનારો નિયમ—પરસ્પર પ્રેમવૃત્તિ છે એમ જ એને દેખાય છે. એના ચિત્તની પ્રેમસમાધિ છે.

કોઇ ભક્ત પોતાના ઇષ્ટ દેવની મૂર્તિને જ અણુઅણુમાં પ્રત્યક્ષવત્ દેખે છે. એની મૂર્તિને વિષે સમાધિ ગણાય.

એ રીતે જે ભાવનામાં ચિત્તની સ્થિરતા થઈ હોય તે ભાવનાની એને સમાધિ છે એમ કહેવાય.

દરેક મનુષ્યને આ રીતે કોઇ ને કોઇ સમાધિ છે. પણ જે ભાવનાઓ મનુષ્યની ઉન્નતિ કરનારી છે, એનું ચિત્ત શુદ્ધ કરનારી છે, એને સુખદુઃખથી પર કરી શાન્ત કરનારી છે, એ ભાવનાઓની સમાધિ અભ્યાસ કરવા જેવી કહેવાય. એવી સાત્ત્વિક સમાધિઓ જ્ઞાનશક્તિ, ઉત્સાહ, આરોગ્ય વગેરે સર્વેને વધારવાવાળી છે. એ બીજાને પણ આશીર્વાદ રૂપ થઇ પડે છે. એમાં સ્થિરતા થયા પછી એમાંથી વ્યુત્થાન થતું નથી; એટલે, પછી નીચલી હલકી ભાવનામાં પ્રવેશ થતો નથી. એવી ભાવનાઓ તે મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા વગેરે વૃત્તિઓની છે. એક વાર સ્થિરપણે પ્રાણીમાત્ર પ્રત્યે મિત્રભાવના બંધાય, પછી એમાંથી ઊતરીને હિંસા કે દ્વેષ થાય જ નહિ. આવી ભાવનાઓ અને શીલોના અભ્યાસથી મનુષ્ય શાન્તિ અને સત્યના દ્વાર સુધી પહોંચે છે. ભાવનાઓના આ પ્રમાણેના ઉત્કર્ષ વિનાની હઠયોગની સમાધિ વિશેષ ફળ આપનારી નથી. એવા પ્રકારના સમાધિલાભ માટે બૌદ્ધ ગ્રન્થોમાં ઘણી સુંદર સૂચનાઓ છે.

પૃ૦ ૧૮: **સમાજસ્થિતિ**—ખરું જોતાં, પ્રત્યેક કાળમાં ત્રણ જાતના માણસો હોય છેઃ એક,પ્રત્યક્ષ નાશવંત જગતને ભોગવવાની તૃષ્ણાવાળા; બીજા, મરણ પછી એવા જ પણ કાલ્પનિક હોવાથી વિશેષ રમ્ય લાગતા જગતને ભોગવવાની તૃષ્ણાવાળા; એ કાલ્પનિક ભોગો માટે કાલ્પનિક દેવોની અથવા ભૂતકાળમાં થઇ ગયેલા

પુરુષોને કલ્પનાથી પોતા કરતાં વિજાતીય સ્વરૂપ આપીને તેની ઉપાસના કરે છે. ) ત્રીજા, મોક્ષની વાસનાવાળા— એટલે પ્રત્યક્ષ સુખદુ:ખ, હર્ષશોકમાંથી મુક્તિ ઇચ્છવાવાળા નહિ, પણ જન્મમરણની ઘટમાળમાંથી નિવૃત્ત થવાની ઇચ્છાવાળા.

એથી ચોથા, સંત પુરુષો, પ્રત્યક્ષ જગતમાંથી ભોગ ભાવનાનો નાશ કરી, તેમ જ મરણ પછી ભોગ ભોગવવાની ઇચ્છાનો પણ નાશ કરી, તથા જન્મમરણની પરંપરાના ભયથી ઉત્પન્ન થતી મોક્ષવાસનાને પણ છોડી, જે સ્થિતિમાં જે સમયે હોય તે સ્થિતિને શાન્તિપૂર્વક ધારણ કરવાવાળા હોય છે. એ પણ પ્રત્યક્ષને જ પૂજવાવાળા છે, પણ એમાં એમને ભોગવૃત્તિ નથી; કેવળ મૈત્રી, કરુણા કે મુદિતાની જ વૃત્તિથી એ પ્રત્યક્ષ ગુરુ અને ભૂત-પ્રાણીને પૂજે છે.

આ પ્રત્યેક ઉપાસનામાંથી મનુષ્યને પસાર થવું પડે છે. કેટલા વખત સુધી એ એક જ ભૂમિકામાં ટકે એ એની વિવેકદશા ઉપર અવલંબીને રહે છે.

**પૃ૦ : ૨૧ : શરણત્રય**—જુદે જુદે નામે આ 'શરણત્રય'નો પ્રત્યેક સંપ્રદાયે મહિમા સ્વીકાર્યો છે. એનું કારણ એ છે કે એ શરણત્રય સ્વાભાવિક જ છે. ગુરુમાં નિષ્ઠા, સાધનામાં નિષ્ઠા અને ગુરુભાઇઓમાં પ્રીતિ અથવા સંતસમાગમ એ ત્રિપુટી વિના કોઇ પુરુષની ઉન્નતિ થતી નથી. બૌદ્ધશરણત્રયની પાછળ આ જ ભાવના રહી છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં આ જ ત્રણ ભાવનાને નિશ્ચય ( સહજાનંદ સ્વામીમાં નિષ્ઠા ), નિયમ ( સંપ્રદાયના નિયમોનું પાલન ) અને પક્ષ ( સત્સંગીઓ માટે બંધુભાવ ) એ નામોથી સંબોધી છે.

**बुद्धं शरणं गच्छामि ।** એ શરણની યથાર્થતા તો વાસ્તવિક રીતે બુદ્ધ પ્રત્યક્ષ હતા ત્યારે જ હતી. પોતાના

ગુરુની પૂર્ણતા વિષે દૃઢ શ્રદ્ધા ન હોય તો શિષ્ય ચઢી શકે જ નહિ. જ્યાં સુધી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી જ મુમુક્ષુને કોઈ દેવાદિકને વિષે કે ભૂતકાળના અવતારોની ભક્તિમાં રસ લાગે છે. ગુરુપ્રાપ્તિ બાદ ગુરુ એ જ પરમ દૈવત—પરમેશ્વર બને છે. વેદ ધર્મોમાં, એટલે અનુભવ અથવા જ્ઞાનના આધારે રચાયેલા સર્વે ધર્મોમાં, ગુરુને જ શ્રેષ્ઠ દૈવત ગણેલું છે.

પણ જ્યારે જ્યારે કોઇ ગુરુ સંપ્રદાય સ્થાપી જાય છે, ત્યારે પ્રત્યક્ષ ગુરુની ઉપાસનામાંથી પરોક્ષ અવતાર કે દેવની ઉપાસનામાં એ સંપ્રદાય ઊતરી પડે છે. કાળે કરીને આદ્ય સ્થાપક પરમેશ્વરનું સ્થાન પ્રાપ્ત કરે છે, અને એ આપણો તારક છે એવી શ્રદ્ધાના પાયા ઉપર સંપ્રદાયની રચના થાય છે. ત્યાર પછી આ પ્રથમ શરણની ભાવના જુદું જ સ્વરૂપ પકડે છે.

આ ત્રણ શરણ આધ્યાત્મિક માર્ગમાં જ ઉપકારી છે એમ માનવાનું નથી. કોઈ પણ સંસ્થા કે પ્રવૃત્તિ, નેતા કે આચાર્યને વિષે શ્રદ્ધા, એના નિયમોનું પાલન અને એમાં જોડાયેલા બીજા જનો પ્રત્યે બંધુભાવ વિના યશસ્વી થઈ શકતી નથી. 'પોતાની સંસ્થાનું અભિમાન,' એ શબ્દોમાં આ ત્રણ ભાવનાઓ જ પરોવાયેલી છે; અને તેથી ઉપર કહ્યું છે કે આ શરણત્રય સ્વાભાવિક છે.

હાલના કાળમાં ગુરુભક્તિ વિષે ઉપેક્ષા કે અનાદરની વૃત્તિ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે. ઉન્નતિની ઇચ્છા રાખનારે એ વૃત્તિને સ્વીકારી લેવાની લાલચમાં પડવું ન જોઇએ. આર્યાવર્તના ધર્મો અનુભવના માર્ગો છે. અનુભવો કદી પણ વાણીથી બરાબર બતાવી શકાય નહિ.

પુસ્તકો એથી પણ ઓછું બતાવે. પુસ્તકોથી જ સર્વ જ્ઞાન પ્રાપ્ત થતું હોય તો વિદ્યાર્થીને મૂળાક્ષર, બારાખડી અને સો કે હજાર સુધી આંકડા શીખવી શાળાઓ બંધ કરી શકાય. પણ પુસ્તક કદી શિક્ષકની અવેજી લઇ શકે જ નહિ; તેમ શાસ્ત્રો અનુભવ લીધેલા સંતની તોલે આવી શકે જ નહિ.

વળી, ભક્તિ—પૂજ્યભાવ, આદર—એ મનુષ્યની એક સ્વાભાવિક વૃત્તિ છે. થોડેઘણે અંશે સર્વેમાં એ રહેલી છે. જેમ જેમ એ પરોક્ષ અથવા કલ્પનાઓમાંથી નીકળી પ્રત્યક્ષમાં ઊતરે તેમ તેમ તે પૂર્ણતાની વધારે સમીપ. એવી પ્રત્યક્ષ ભક્તિની ભૂખ પૂરેપૂરી ઊઘડે અને તેની તૃપ્તિ થાય ત્યાર પછી જ નિરાલંબ શાન્તિની દશાએ પહોંચાય. ગુરુભક્તિ સિવાય એ ભૂખની પૂરેપૂરી તૃપ્તિ થઇ શકતી નથી. માતા-પિતા પ્રત્યક્ષપણે પૂજ્ય છે, પણ તેમને વિષે અપૂર્ણતાનું ભાન હોવાથી એમની સારીપેઠે ભક્તિ કર્યા બાદ પણ ભક્તિની ભૂખ રહી જાય છે. અને તેને ભાંગવા જ્યાં સુધી સદ્ગુરુની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી મનુષ્યને પરોક્ષ દેવાદિકની સાધનાનો આશ્રય લેવો પડે છે. એ રીતે ગુરુ જ્ઞાનપ્રાપ્તિ માટે આવશ્યક છે કે નહિ એ વિચારને બાજુએ રાખીએ તોપણ એમ કહી શકાય કે એના વિના મનુષ્યની ભક્તિની ભાવનાનો પૂર્ણ વિકાસ થઈ ત્યાર પછીની ભાવનામાં પ્રવેશ થઇ શકતો નથી.

પૃ૦ ૩૦ : વર્ણની સમાનતા:—સમાજમાં વર્ણવ્યવસ્થા હોવી એ એક વસ્તુ છે, અને વર્ણમાં ઊંચનીચપણાનું અભિમાન હોવું એ બીજી વસ્તુ છે. વર્ણવ્યવસ્થા સામે કોઇ સંતોએ વાંધો લીધો નથી. વિદ્યાની, શાસ્ત્રની, અર્થની કે હુન્નરોની ઉપાસના કરવાવાળા પુરુષોના સમાજમાં જુદાં જુદાં કર્મો હોય એમાં કોઇને વાંધો લેવાપણું ન હોય; પણ એ કર્મને લીધે જ્યારે ઊંચનીચના ભેદો પાડી વર્ણનું અભિમાન

ધારવામાં આવે, ત્યારે સંતો એની સામે કટાક્ષ કરે જ છે. એ અભિમાન સામે પોકાર ઉઠાવનાર માત્ર બુદ્ધ જ નથી. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ, વલ્લભાચાર્ય, ચૈતન્યદેવ, નાનક, કબીર, નરસિંહ મહેતો, સહજાનંદ સ્વામી વગેરે કોઇ પણ સંતો વર્ણના અભિમાનને વખોડયા વિના રહ્યા નથી. એમાંના ઘણા-ખરાઓએ પોતાપૂરતાં તો ચાલુ રૂઢિઓનાં બંધનો કાપી જ નાંખ્યાં છે. સર્વેએ એ રૂઢિઓને તોડાવવાનો આગ્રહ કર્યો નથી, એનાં બે કારણો હોઇ શકે. જે પ્રેમભાવનાના બળથી એમને પોતાને એ નિયમોમાં રહેવું અશક્ય લાગ્યું, તે ભાવનાના વિકાસ વિના એ રિવાજોનો ભંગ કરવો ફાયદા-કારક નથી તથા રૂઢિઓના સંસ્કારો એટલા બળવાન હોય છે કે એ સહેલાઇથી જીતી શકાતા નથી.

## ' મહાવીર ' વિષે ખુલાસો

' મહાવીર 'નું ચરિત્ર જોઇએ તેટલી ચીવટોથી નથી લખી શક્યો એ માટે દિલગીર છું. ' ત્રિષષ્ટિશલાકા પુરુષ ' માં એમનું જીવન વિસ્તારપૂર્વક છે; પણ એમાં આપેલાં વૃત્તાન્તોમાંથી કેટલાં સાચાં છે એ શંકાસ્પદ છે. 'આજીવક' વગેરેની વાતો એકતરફી અને સાંપ્રદાયિક ઝગડાથી રંગાયેલી લાગે છે. જૈન ધર્મનું હિન્દુસ્તાનમાં જે મહત્ત્વ છે તે જોતાં મહાવીર વિષે બહુ થોડી વિશ્વસનીય માહિતી મળી શકે છે એ શોચનીય છે.

જૈન ધર્મના તત્ત્વજ્ઞાનને સમજાવવું એ આ પુસ્તકનો ઉદ્દેશ નથી, એટલે એની ચર્ચામાં હું ઊતર્યો નથી.

આ કારણથી ' મહાવીર ' નો ભાગ બહુ ટૂંકો લાગે છે. છતાં જેટલું છે તેટલું એ મહાપુરુષને સાચા રૂપમાં દર્શાવે છે એમ હું માનું છું.

આ ભાગમાં પં. સુખલાલજી તથા શ્રી. રમણિકલાલ મગનલાલ મોદીની મને જે સહાય મળી છે, તે માટે તેમનો આભારી છું.

કિ. ઘ. મ.

## ગૃહસ્થાશ્રમ

જન્મ

બુદ્ધદેવના જન્મની થોડાં વર્ષ પહેલાં એ જ મગધ દેશમાં અને એ જ ઇક્ષ્વાકુ કુળની એક શાખામાં જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરનો જન્મ થયો હતો. એમના પિતા સિદ્ધાર્થ ક્ષત્રિયકુંડ નામે એક ગામના રાજા હતા. એમની માતાનું નામ ત્રિશલા હતું. તેઓ પાર્શ્વનાથ તીર્થંકરે સ્થાપેલા જૈન ધર્મના અનુયાયી હતા.* મહાવીરનો જન્મ ચૈત્ર સુદ

---

* જૈન ધર્મ મહાવીર પહેલાંનો છે. કેટલો જૂનો છે એ કહેવું કઠણ છે, પણ મહાવીર પહેલાં પાર્શ્વનાથ તીર્થંકર મનાતા અને તેમનો સંપ્રદાય ચાલતો. ચોવીસ બુદ્ધ, ચોવીસ તીર્થંકરો અને ચોવીસ અવતારો: એમ બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ત્રણે ધર્મોમાં ગણના છે. આમાંની ચોવીસ બુદ્ધોની વાતો કાલ્પનિક જ જણાય છે. ગૌતમ બુદ્ધ પહેલાં બૌદ્ધ ધર્મ હોય એમ માનવા જેવું નથી. તીર્થંકરો અને અવતારો પૈકી ઋષભદેવ જેવાં કેટલાંક નામો બન્ને ધર્મોમાં સામાન્ય છે. તીર્થંકર નેમિનાથ શ્રીકૃષ્ણના કાકાના દીકરા હતા એમ જૈન માન્યતા છે. પણ આ બધી વાતોમાં ઐતિહાસિક આધાર કેટલો છે અને પાછળથી જોડી કાઢેલી વાતો કેટલી છે એ નક્કી કરવું કઠણ છે. ચોવીસની સંખ્યા કોઇક એક ધર્મે કલ્પનાથી શરુ કરી છે અને બીજાઓએ તેની દેખાદેખી કરી છે એમ જણાય છે.

તેરશને દહાડે થયો હતો. એમના નિર્વાણ કાળથી જૈન લોકોનો વીર સંવત ગણવામાં આવે છે અને તે વિક્રમ સંવત કરતાં ૪૭૦ વર્ષ જૂનો છે. નિર્વાણ સમયે મહાવીરનું વય ૭૨ વર્ષનું હતું એમ મનાય છે. એટલે એમનો જન્મ વિક્રમ સંવતની ૫૪૨ વર્ષ પૂર્વે થયેલો કહી શકાય.

૨. મહાવીરનું જન્મનામ વર્ધમાન હતું. એ નાનપણથી જ અત્યંત માતૃભક્ત* અને દયાળુ સ્વભાવના હતા, અને વૈરાગ્ય તથા તપ તરફ રુચિવાળા હતા.

બાલસ્વભાવ માતૃભક્તિ

૩. વર્ધમાન બાલ્યાવસ્થામાં ક્ષત્રિયને છાજે એવી રમતોના યે બહુ શોખીન હતા. એમનું શરીર ઊંચું અને બળવાન હતું અને એમનો સ્વભાવ પરાક્રમપ્રિય હતો. નાનપણથી જ બીકને તો એમણે કદી પોતાના હૃદયમાં સંઘરી જ ન હતી. એક વાર આઠ વર્ષની ઉંમરે એ કેટલાક છોકરાઓ સાથે રમતાં રમતાં જંગલમાં જઈ ચડયા. ત્યાં એક ઝાડ નીચે એક ભયંકર સર્પ પડેલો હતો. બીજા છોકરાઓ એને જોઇને નાસભાગ કરવા લાગ્યા, પણ આઠ વર્ષના વર્ધમાને એક માળાની માફક એને ઊંચો કરી દૂર ફેંકી દીધો.

પરાક્રમપ્રિયતા

* પાછળ "માતૃભક્તિ" વિષે નોંધ જુઓ.

૭. બેએક વર્ષ વીત્યા બાદ હવે સંસારમાં રહેવાનું પ્રયોજન નથી એમ વિચારી જે

ગૃહત્યાગ

સંન્યાસજીવન માટે એમનું ચિત્ત તલપાપડ થઈ રહ્યું હતું, તે સ્વીકારી લેવાનો એમણે નિશ્ચય કર્યો. એમણે પોતાની સર્વ સંપત્તિનું દાન કરી દીધું. કેશલોચન કરી, માત્ર એક વસ્ત્ર રાખી, રાજ્ય છોડી તપ કરવા માટે તે ચાલતા થયા.

૮. દીક્ષા લીધા પછી એ ચાલ્યા જતા હતા, એટલામાં એક વૃદ્ધ બ્રાહ્મણ એમની પાસે આવી

વસ્ત્રાર્ધદાન

ભિક્ષા માગવા લાગ્યો. વર્ધમાન પાસે પહેરેલા વસ્ત્ર સિવાય કશું રહ્યું ન હતું, એટલે એનો જ અરધો ભાગ કરી એણે એ બ્રાહ્મણને આપી દીધો. બ્રાહ્મણે પોતાને ગામ જઇ એના છેડા બંધાવવા માટે એ વસ્ત્ર એક તૂણનારને આપ્યું. તૂણનારે વસ્ત્ર મૂલ્યવાન છે એમ જોઇ બ્રાહ્મણને કહ્યું: "જો આનો બાકીનો અડધો ભાગ મળે તો એ વર્તી ન શકાય એવી રીતે જોડી દઉં. એ વસ્ત્રને પછી વેચવાથી ભારે કિંમત ઉપજશે, અને તે આપણે સરખે ભાગે વહેંચી લઇશું." આથી લોભાઇ બ્રાહ્મણ પાછો વર્ધમાનને શોધવા નીકળી પડ્યો.

નિશ્ચયો

૩. એમના જીવનના આ ભાગનો વિગતવાર અહેવાલ આપવો આ સ્થળે અશકય છે. એમાંના કેટલાક પ્રસંગોનો જ ઉલ્લેખ કરી શકાશે. એમણે સાધનાકાળમાં વર્તનના કેટલાક નિશ્ચયો કરી રાખ્યા હતા. તેમાં પહેલો નિશ્ચય એ હતો કે પરસહાયની અપેક્ષા રાખવી નહિ, પણ પોતાના પુરુષાર્થ અને ઉત્સાહ-થી જ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવવો. બીજાની મદદ વડે જ્ઞાન પ્રાપ્ત થઈ શકે જ નહિ એવો એમનો અભિપ્રાય હતો. એમનો બીજો ઠરાવ એ હતો કે જે જે કાંઈ ઉપસર્ગો* તથા પરિષહો× આવી પડે તેમાંથી બચવાનો પ્રયત્ન કરવો નહિ. એમનો એવો અભિપ્રાય હતો કે ઉપસર્ગો અને પરિષહો સહન કરવાથી જ પાપકર્મોનો ક્ષય થાય છે અને ચિત્તની શુદ્ધિ થાય છે. દુઃખમાત્ર પાપ કર્મનું ફળ છે, અને તે આવી પડે ત્યારે એને દૂર કરવા યત્ન કરવો તે આજનું દુઃખ માત્ર ભવિષ્ય પર ઠેલવા જેવું છે. એ ફળોને કદી પણ ભોગવ્યા વિના છૂટકો થતો જ નથી.

વેઠેલા ઉપસર્ગો અને પરિષહો

૪. આ કારણથી આ બાર વર્ષ એમણે એવા પ્રદેશોમાં ફરી ફરીને ગાળ્યાં કે જ્યાં એમને અધિકમાં અધિક કષ્ટ પ્રાપ્ત થાય. જ્યાંના લોકો ક્રૂર, આતિથ્ય-હીન, સંતદ્રોહી, ગરીબને ત્રાસ દેનારા, નિષ્કારણ

* અન્ય પ્રાણીઓએ કરેલાં વિઘ્નો અને કલેશો.
× નૈસર્ગિક આપત્તિઓ.

પરપીડનમાં આનંદ માનનારા હોય ત્યાં એ જાણી બૂઝીને જતા. એવા લોકો એમને મારતા, ભૂખ્યા રાખતા, એમની ઉપર કુતરાં છોડતા, રસ્તામાં અઘટિત મશ્કરી કરતા, એમની સમક્ષ બીભત્સ વર્તન ચલાવતા અને એમની સાધનામાં વિઘ્ન નાંખતા. કેટલીક જગ્યાએ એમને ટાઢ, તડકો, વંટોળિયા, વરસાદ વગેરે નૈસર્ગિક વિટંબણાઓ તથા સર્પ, વાઘ વગેરે હિંસ્ર પ્રાણીઓ તરફથી પણ બારે આપત્તિઓ વેઠવી પડી. આ બાર વર્ષનો અહેવાલ આ ઉપસર્ગો અને પરિષહોનાં કરુણાજનક વર્ણનોથી ભરાઈ જાય છે. જે ધૈર્ય અને ક્ષમાની વૃત્તિથી એમણે એ સર્વે સહી લીધાં તેથી સ્વાભાવિક રીતે જ આપણું હૃદય એમની તરફ આદરભાવે ખેંચાય છે. સર્પ જેવાં વેરને ન ભૂલનારાં પ્રાણીઓ પણ એમની અહિંસાવૃત્તિના પ્રભાવ તળે આવી વેરભાવ છોડી દેતાં. પણ મનુષ્ય ઘણીવાર સર્પ અને વાઘ કરતાં યે વિશેષ પરપીડક થતો એમ એમનું જીવન વૃત્તાન્ત બતાવે છે.

કેટલાક પ્રસંગો: મોરાક ગામ

૫. એકવાર મહાવીર મોરાક નામે ગામ પાસે આવી પહોંચ્યા. ત્યાં એમના પિતાના એક મિત્ર કુલપતિનો આશ્રમ હતો. એણે મહાવીરને પોતાના આશ્રમમાં એક ઝૂંપડી બાંધી ચાતુર્માસ સાધના કરવા વિનંતિ કરી. ઝૂંપડી ઘાસની બનાવેલી હતી.

વરસાદે હજી મંડાણ કર્યું ન હતું. એક દિવસ કેટલીક ગાયો આવી અને એમનાં તથા બીજા તાપસોનાં ઝૂંપડાં ખાઈ જવા લાગી. અન્ય તાપસોએ તો ગાયોને લાકડી વતી હાંકી કાઢી, પણ મહાવીર તો પોતાના ધ્યાનમાં જ સ્થિર બેસી રહ્યા. આવી નિઃસ્પૃહતા બીજા તાપસોથી ખમાઇ નહિ, અને તેથી એમણે કુલપતિ પાસે જઇ મહાવીરે પોતાની ઝૂંપડી ખવાડી દેવાની વાત કરી. કુલપતિએ મહાવીરને બેદરકારી માટે ઠપકો આપ્યો. આથી મહાવીરે વિચાર્યું કે પોતાને લીધે અન્ય તાપસોમાં અપ્રીતિ થાય માટે એમણે ત્યાં રહેવું ઉચિત નથી. તે જ સમયે એમણે નીચેનાં પાંચ વ્રત ધારણ કર્યાં: (૧) જ્યાં બીજાને અપ્રીતિ થાય ત્યાં વસવું નહિ; (૨) જ્યાં રહેવું ત્યાં સદા કાયોત્સર્ગ× કરીને જ રહેવું; (૩) સામાન્ય રીતે મૌન રાખવું; (૪) હાથમાં જ ભોજન કરવું; અને (૫) ગૃહસ્થનો વિનય કરવો નહિ.*

પંચવ્રતો

સંન્યાસ લેતાં જ એમને બીજાના મનની વાત

---

× કાયોત્સર્ગ=કાયાનો ઉત્સર્ગ. શરીરને પ્રકૃતિને સ્વાધીન કરીને ધ્યાનસ્થ રહેવું. એના રક્ષણ માટે કોઈ જાતના કૃત્રિમ ઉપાયો—જેવા કે ઝૂંપડી બાંધવી, કામળી ઓઢવી, તાપણું વગેરે—લેવા નહિ.

* પોતાની જરૂરિયાતો માટે ગૃહસ્થના ઉપર અવલંબીને ન રહેવું, અને એના કાલાવાલા ન કરવા.

જાણી લેવાની સિદ્ધિ પ્રાપ્ત થઇ. એ સિદ્ધિનો એમણે કાંઇક ઉપયોગ પણ કર્યો.

૬. એ વર્ષને અન્તે જ એકવાર એક છીંડામાંથી જતાં એમનું બાકી રહેલું અડધું વસ્ત્ર કાંટામાં ભરાઈ ગયું. જે છૂટી ગયું તે ઉપયોગી નહિ જ હોય એમ માની લઇ મહાવીર ત્યાંથી આગળ ચાલતા થયા. પેલા બ્રાહ્મણે આ કટકો ઉપાડી લીધો.

**દિગંબર દશા**

મહાવીર આ દિવસથી પોતાના અન્તકાળ સુધી વસ્ત્ર રહિત* દશામાં ફર્યા.

૭. મહાવીરને સૌથી વધારે કનડગત અને ક્રૂર વર્તન લાઢ+ નામના પ્રદેશમાં મળ્યાં હતાં એમ કહેવાય છે. ત્યાંના લોકો અત્યંત આસુરી છે એમ જાણીને જ મહાવીર ત્યાં ઘણો વખત ફર્યા હતા.

**લાઢમાં વિચરણ**

---

* અત્યાર સુધી મહાવીર સામ્બર—વસ્ત્ર સહિત—હતા, હવે નિરમ્બર થયા. આને લીધે જૈનોમાં મહાવીરની ઉપાસનાના બે ભેદો પડી ગયા છે. જે વસ્ત્ર સહિત મહાવીરની ઉપાસના કરે છે તે શ્વેતામ્બર, જે નિર્વસ્ત્ર ઉપાસના કરે છે તે દિગમ્બર. દિગમ્બર જૈન સાધુઓ હવે ક્વચિત જ હોય છે.

+ આને કેટલાક 'લાટ' સમજે છે અને તે ગુજરાતમાં છે એમ માને છે. પણ એ નામસાદશ્યથી થયેલી ભ્રાન્તિ છે. ખરી રીતે અત્યારે જે 'રાઢ' નામનો ( મુર્શીદાબાદ, અજીમગંજ જેમાં આવે છે ને ભાગીરથીના કિનારા પાસેનો બંગાલ એ ) ભાગ તે જ 'લાઢ' છે.

૮. મહાવીર પ્રસિદ્ધિને દૂર જ રાખવા ઇચ્છતા હોય એમ વર્તતા. કોઈ ઠેકાણે લાંબો વખત સુધી રહેતા નહિ. જ્યાં માનનો સંભવ જણાય ત્યાંથી ચાલી નીકળે. એમના ચિત્તને હજુ શાન્તિ ન હતી. છતાં લાંબા કાળની તપશ્ચર્યાનો સ્વાભાવિક પ્રભાવ લોકો ઉપર પડવા લાગ્યો, અને અનિચ્છા છતાં ધીમે ધીમે એ પૂજનીય થતા ચાલ્યા.

તપનો પ્રભાવ

૯. આ રીતે બાર વર્ષ વીતી ગયાં. બારમે વર્ષે એમને સૌથી ભારે ઉપસર્ગ થયો. એક ગામમાં એક ઝાડ તળે એ ધ્યાનસ્થ થઈ બેઠા હતા એટલામાં એક ભરવાડ બળદોને ચરાવતો ત્યાં આવ્યો. એને કાંઇક કામ યાદ આવવાથી બળદની સંભાળ મહાવીરને કરી એ ગામમાં પાછો ગયો. મહાવીર ધ્યાનસ્થ હોવાથી એમણે ભરવાડનું કહેલું કશું સાંભળ્યું નહિ. પણ એમના મૌનનો અર્થ ભરવાડે સમ્મતિ તરીકે માની લીધો. બળદ ચરતા ચરતા દૂર ચાલ્યા ગયા. થોડી વારે ભરવાડ આવીને જુએ છે તો બળદ ન મળે. એણે મહાવીરને પૂછ્યું, પણ એમણે ધ્યાનસ્થ હોવાથી કશું સાંભળ્યું નહિ. આથી ભરવાડને મહાવીર ઉપર ખૂબ ક્રોધ ચડ્યો, અને એણે એમના કાનમાં એક જાતની ભયંકર શિક્ષા કરી.* એક વૈદ્ય

છેલ્લો ઉપસર્ગ

* કાનમાં ખૂંટીઓ મારી એમ મૂળમાં કહ્યું છે. કોઈ પણ સખ્ત ઇજા કરી એટલું નક્કી.

મહાવીરના કાન  સાફ કર્યા, પણ એ ક્રિયા એટલી વેદનાભરી હતી કે આટલા ધૈર્યવાન મહાવીરથી પણ વૈદ્યની શસ્ત્રક્રિયા વખતે ચીસ પાડી દેવાઈ હતી.

૧૦. આ છેલ્લો ઉપસર્ગ સહન કર્યા બાદ, બાર બોધપ્રાપ્તિ વર્ષના કઠોર તપને અન્તે વૈશાખ શુદ દશમને દિવસે જામ્ભક નામે ગામની પાસેના એક વનમાં મહાવીરને જ્ઞાન ઉપજ્યું, અને એમના ચિત્તને શાન્તિ થઇ.

## ઉપદેશ

જ઼ૃમ્ભક ગામથી જ મહાવીરે પોતાનો ઉપદેશ શરૂ કર્યો. કર્મથી જ બંધન અને મોક્ષ થાય છે,

પહેલો ઉપદેશ

અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એ મોક્ષનાં સાધનો છે: એવો એમના પહેલા ઉપદેશનો સાર હતો.

૨. સર્વ ધર્મનું મૂળ દયા છે. પણ દયાના પૂર્ણ

દશ સદ્ધર્મો

ઉત્કર્ષ માટે ક્ષમા, નમ્રતા, સરલતા, પવિત્રતા, સંયમ, સંતોષ, સત્ય, તપ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહઃ એ દશ ધર્મો સેવવા જોઈએ.

આનાં કારણ અને લક્ષણો નીચે મુજબ છે:—

(૧) **ક્ષમા** રહિત માણસ દયાનું સારી રીતે પાલન નથી કરી શકતો; તેથી જે ક્ષમા કરવામાં તત્પર છે તે ધર્મને ઉત્તમ રીતે સાધી શકે છે.

(૨) સર્વ સદ્ગુણો વિનયને આધીન છે; અને વિનય **નમ્રતા**થી આવે છે; જે પુરુષ નમ્ર છે તે સર્વગુણસંપન્ન થાય છે.

(૩) **સરલતા** વિના કોઈ પુરુષ શુદ્ધ થઈ શકતો નથી. અશુદ્ધ જીવ ધર્મ પાળી શકતો નથી. ધર્મ વિના મોક્ષ નથી અને મોક્ષ વિના સુખ નથી.

(૪) માટે સરલતા વિના પવિત્રતા નથી, અને પવિત્રતા વિના મોક્ષ નથી.

(૫-૬) વિષયસુખના ત્યાગથી જેણે ભય તથા રાગ-દ્વેષને તજ્યા છે એવા ત્યાગી પુરુષ નિર્ગ્રન્થ (**સંયમી અને સંતોષી**) કહેવાય છે.

(૭) તન, મન અને વચનની એકતા રાખવી, અને પૂર્વાપર અવિરુદ્ધ વચનનો ઉચ્ચાર કરવો એ ચાર પ્રકારનું સત્ય છે.

(૮) ઉપવાસ,આહારમાં બે-ચાર કોળિયા ઊણાં રહેવું, આજીવિકાનો નિયમ, રસત્યાગ, શીતોષ્ણાદિ સમવૃત્તિથી સહેવાં અને સ્થિરાસને રહેવું એ છ પ્રકારનું બાહ્ય તપ છે. પ્રાયશ્ચિત્ત, ધ્યાન, સેવા, વિનય, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય એ છ પ્રકારનું અભ્યન્તર તપ છે.

(૯) સંપૂર્ણ સંયમપૂર્વક મન, વચન અને કાયા વડે રહેવું એ બ્રહ્મચર્ય છે.

(૧૦) નિઃસ્પૃહતા એ જ અપરિગ્રહ છે.

આ દશ ધર્મોના સેવનથી આપોઆપ ભય, રાગ અને દ્વેષ નાશ પામે છે અને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

સ્વાભાવિક ઉન્નતિપન્થ

૩. શાન્ત, દાન્ત, વ્રત નિયમમાં સાવધાન અને વિશ્વવત્સલ મોક્ષાર્થી મનુષ્ય નિષ્કપટપણે જે જે ક્રિયા કરે છે તેથી ગુણની વૃદ્ધિ થાય છે. જે પુરુષની શ્રદ્ધા

પવિત્ર છે તેને શુભ અને અશુભ બન્ને વસ્તુઓ શુભ વિચારને લીધે શુભ રૂપે જ ફળ આપે છે.

૪. હે મુનિ,* જન્મનાં અને જરાનાં દુઃખ જો. તને જેમ સુખ પ્રિય છે તેમ સર્વે જીવોને સુખ પ્રિય છે એમ વિચારી, કોઈ પણ જીવને મારીશ નહિ અને બીજા પાસે મરાવીશ નહિ. લોકોનાં દુઃખોને જાણનાર સર્વે જ્ઞાની પુરુષોએ મુનિઓને, ગૃહસ્થોને, રાગીઓને, ત્યાગીઓને, ભોગીઓને અને યોગીઓને આવો પવિત્ર અને શાશ્વત ધર્મ કહ્યો છે કે 'કોઈ પણ જીવને હણવો નહિ, તેના પર હકુમત ચલાવવી નહિ, તેને કબજે કરવો નહિ અને તેને હેરાન કરવો નહિ.' પરાક્રમી પુરુષ સંકટો પડતાં પણ દયા છોડતો નથી.

*अहिंसा परमो धर्मः*

૫. હે મુનિ, અંદર જ યુદ્ધ કર; બીજાં બહારનાં યુદ્ધની શી જરૂર છે? યુદ્ધની આવી સામગ્રી મળવી ઘણી મુશ્કેલ છે.

*દારુણતમ યુદ્ધ*

૬. વિવેક હોય તો ગામમાં રહેતાં પણ ધર્મ છે અને જંગલમાં રહેતાં પણ ધર્મ છે. વિવેક ન હોય તો બન્ને નિવાસ અધર્મ રૂપ જ છે.

*વિવેક એ જ ખરો સાથી*

---

* મુનિ એટલે વિચારશીલ પુરુષ.

૭. મહાવીરનો સ્યાદ્વાદ તત્ત્વચિંતનમાં મોટામાં મોટો ફાળો ગણાય છે. વિચારમાં સમતોલપણું સાચવવું કઠણમાં કઠણ કામ છે. મોટા મોટા વિચારકો પણ કોઈ વિષયનો વિચાર કરવા બેસે ત્યારે પોતાના પૂર્વગ્રહોથી દોરાઈ જાય છે અને એક બાજુએ ખેંચાઈ જાય છે. વસ્તુતઃ જગતના સર્વે વ્યવહાર્ય સિદ્ધાન્તો અમુક મર્યાદામાં કે અર્થમાં જ સાચા હોય છે. એથી જુદી મર્યાદામાં કે જુદા અર્થમાં એથી ઊલટા સિદ્ધાન્ત સાચા થાય એમ બને. દા. ત., 'સર્વે જીવો સમાન છે,' એ એક મોટો વ્યવહાર્ય સિદ્ધાન્ત છે. પણ વ્યવહારમાં મૂકવા જતાં જ એ સિદ્ધાન્ત મર્યાદિત થઈ જાય છે. ઉદાહરણાર્થે, ગર્ભ કે માતા બેમાંથી એકને જ બચાવી શકાય એમ હોય, દરિયાના તોફાનમાં આગબોટ ભાંગી પડે અને આપત્કાલીન હોડીઓ પૂરતી સંખ્યામાં ન હોય ત્યારે હોડીઓનો લાભ પહેલાં બાળકો અને સ્ત્રીઓને આપવો કે પુરુષોને આપવો એ પ્રશ્ન હોય, વાઘ ભૂખે મરતો હોય અને ગાયને પકડવાની તૈયારીમાં હોય ત્યારે ગાયને છોડાવવી કે નહિ એ ગૂંચ હોય—એ બધામાં 'સર્વ જીવો સમાન છે' એ સિદ્ધાન્તનો આપણે અમલ કરી શકતા નથી; પણ જાણે 'જીવોમાં તારતમ્ય છે' એવો સિદ્ધાન્ત સાચો હોય એમ વર્તવું પડે છે. પણ આનો અર્થ એ થયો કે 'સર્વ જીવો સમાન છે' એ સિદ્ધાન્ત અમુક મર્યાદા

અને અર્થમાં જ સાચો છે. આ જ પ્રમાણે અનેક સિદ્ધાન્તો વિષે કહી શકાય.

૮. પણ ઘણા વિચારકો અને આચારકો મર્યાદાનો અતિરેક કરે છે, અથવા મર્યાદાનો ઈનકાર કરે છે, અથવા સ્વીકારતાં છતાં ભૂલી જાય છે. પરિણામે, આચાર અને વિચારમાં મતભેદ અને ઝગડા થાય છે, અથવા ન વખાણવા જેવા આચારની રૂઢિઓ સ્થપાય છે.

૯. દરેક વિષય અનેક દૃષ્ટિએ વિચારી શકાય છે. એક દૃષ્ટિએ એક રૂપે ભાસે અને બીજી દૃષ્ટિએ બીજે રૂપે ભાસે એમ બની શકે છે; અને તેથી વિષયનું સર્વ બાજુથી પરીક્ષણ કરવું અને દરેક બાજુથી એની મર્યાદા શોધવી એ સુજ્ઞ માણસનું કામ છે. કોઇ એક જ દૃષ્ટિથી ખેંચાઇ જઈ, તે જ એક સાચી દૃષ્ટિ છે એવો આગ્રહ બાંધવો એમાં સમતોલપણાની ખામી છે. બીજા પક્ષની દૃષ્ટિને સમજવા પ્રયત્ન કરવો, અને એ પક્ષની દૃષ્ટિનું ખંડન કરવાનો મમત રાખવાને બદલે કઇ દૃષ્ટિએ એનું કહેવું યે સાચું હોઇ શકે તે શોધવા પ્રયત્ન કરવો,—એ ટૂંકામાં **સ્યાદ્વાદ** છે એમ હું સમજું છું. **સ્યાદ્** એટલે 'એમ પણ હોઈ શકે.' એ વિચારને અનુમોદન આપનારો મત તે સ્યાદ્વાદ. સત્ય શોધકમાં એવી વૃત્તિ હોવી આવશ્યક છે.

૧૦. સ્યાદ્વાદનો અર્થ એ નથી કે માણસે કોઇ પણ વિષય ઉપર કાંઇ પણ નિશ્ચય ઉપર જ આવવું

નહિ. પણ મર્યાદિત સિદ્ધાન્તને અમર્યાદિત સમજવાની ભૂલ ન કરવી અને તેથી મર્યાદા નક્કી કરવા પ્રયત્ન કરવો એ સ્યાદ્વાદ.*

૧૧. મહાવીરના ઉપદેશોનો અત્યંત ફેલાવો કરનાર અને એમની અતિશય ભક્તિભાવથી સેવા કરનાર એમના પહેલા અગિયાર શિષ્યો હતા.

અગિયાર ગૌતમો

એ સર્વે ગૌતમ ગોત્રના બ્રાહ્મણો હતા. અગિયારે ભાઇઓ વિદ્વાન અને મોટા મોટા કુળોના અધિપતિઓ હતા; સર્વે તપસ્વી, નિરહંકારી અને મુમુક્ષુ હતા; વેદ વિહિત કર્મકાણ્ડમાં પ્રવીણ હતા. પણ યથાર્થ જ્ઞાનથી શાન્તિને પામ્યા ન હતા. મહાવીરે એમના સંશયો છેદી એમને સાધુની દીક્ષા આપી હતી.

* આ વાદના વિશેષ શાસ્ત્રીય વિવેચન માટે જુઓ શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાનો 'દર્શનોના અભ્યાસમાં જાળવવા યોગ્ય મધ્યસ્થતા' ઉપરનો લેખ (પ્રસ્થાન, પુ. ૬.. પૃ. ૩૩૧ થી ૩૩૮).

મહાવીરે જૈન ધર્મમાં નવું ચેતન રેડી એની પુનઃપ્રતિષ્ઠા કરી. એમના ઉપદેશને પરિણામે પ્રજા વળી પાછી જૈન ધર્મ પ્રત્યે આકર્ષાઈ; વૈરાગ્ય અને અહિંસાનો નવો જુવાળ દેશ ઉપર ફરી આવ્યો. અનેક રાજાઓ, ગૃહસ્થો અને સ્ત્રીઓએ સંસારનો ત્યાગ કરી સંન્યાસધર્મ ગ્રહણ કર્યો. એના ઉપદેશને પરિણામે જૈન ધર્મમાંથી માંસાહાર સદંતર બંધ થયો એટલું જ નહિ, પણ એ ધર્મને પરિણામે વૈદિક ધર્મમાં પણ અહિંસા પરમ ધર્મ મનાયો અને શાકાહારનો સિદ્ધાન્ત વેદધર્મી વૈષ્ણવોમાં ચે ઘણે ભાગે સ્વીકારાયો.

**શિષ્ય-શાખા**

૨. સંસારનો ત્યાગ કરવામાં એમનો જમાઈ જમાલિ અને પુત્રી પ્રિયદર્શના પણ હતાં. આગળ જતાં મહાવીર અને જમાલિ વચ્ચે મતભેદ પડવાથી જમાલિએ જુદો પંથ સ્થાપ્યો. કૌશામ્બીના ઉદયન રાજાની મા મૃગાવતી મહાવીરની પરમ ભક્ત હતી, અને પાછળથી જૈન સાધ્વી થઇ હતી એમ કહેવાય છે. બુદ્ધના ચારિત્રમાં ઉદયનની પટ્ટરાણીએ બુદ્ધનું અપમાન કરવા પ્રયત્ન કર્યો હતો એમ કહ્યું છે. એ ઉપરથી જૈનો

**જમાલિનો મતભેદ**

અને બૌદ્ધો વચ્ચે મતપંથની ઈર્ષ્યાના ઝગડા ચાલતા હોય એમ સંભવે છે.

**નિર્વાણ**

૩. બોત્તેર વર્ષની વય સુધી મહાવીરે ધર્મોપદેશ કર્યો; એમણે જૈન ધર્મને નવું સ્વરૂપ આપ્યું. એમના કાળમાં પાર્શ્વનાથ તીર્થંકરનો સંપ્રદાય ચાલતો. પાછળથી મહાવીરના અને પાર્શ્વનાથના અનુયાયીઓએ પોતાના ભેદોને સમાવી દઇ જૈન ધર્મને એકરૂપતા આપી, અને ત્યારથી મહાવીરને સર્વે જૈનોએ અંતિમ તીર્થંકર તરીકે સ્વીકાર્યા. બોત્તેરમે વર્ષે આસો (ઉત્તર હિંદુસ્તાની કારતક) વદ અમાસને દિવસે મહાવીરનું નિર્વાણ થયું.

**જૈન સંપ્રદાય**

૪. મહાવીરના ઉપદેશનું પરિણામ પોતાના સમયમાં જ કેટલું ભારે હતું, એ જાણવું મુશ્કેલ છે. પણ એ સંપ્રદાયે હિન્દુસ્તાનમાં પોતાનો પાયો સ્થિર રાખ્યો છે. એક કાળમાં વૈદિકો અને જૈનો વચ્ચે ભારે ઝગડા ચાલતા હતા; પણ આજે બન્ને સંપ્રદાયો વચ્ચે કશો વૈરભાવ રહ્યો નથી. આનું કારણ એ કે જૈન ધર્મનાં કેટલાંક તત્ત્વો વૈદિકોએ—અને ખાસ કરીને વૈષ્ણવ સંપ્રદાયો અને પૌરાણિકોએ—એટલાં પૂર્ણપણે પોતામાં મેળવી દીધાં છે, અને તે જ પ્રમાણે જૈનોએ પણ દેશકાળાનુસાર એટલા વૈદિક સંસ્કારો સ્વીકારી લીધા છે કે એ બે ધર્મો વચ્ચે ભારે પ્રકૃતિનો કે સંસ્કારનો ભેદ હવે રહ્યો

નથી. આજે હવે જૈનોને વૈદિક થવાનું કે વૈદિકને જૈન થવાનું ભારે કારણ પણ નથી, અને તેમ થાય તો કોઈ જાતના જુદા જ વાતાવરણમાં પ્રવેશ કરવા જેવું લાગે એમ પણ નથી. તત્ત્વજ્ઞાનને સમજાવવાના વિષયમાં બેઉના જુદા જુદા વાદો* છે; પણ એમ તો વૈદિક ધર્મમાં પણ અનેક વાદો છે. પણ બેનો અન્તિમ નિશ્ચય તેમજ સાધનમાર્ગ પણ એક જ પ્રકારનો સમજાય છે. વૈદિક ધર્મ આજે બહુધા ભક્તિમાર્ગી છે, અને જૈન પણ ભક્તિમાર્ગી જ છે. ઇષ્ટ દેવતાની અત્યંત ભક્તિ વડે ચિત્ત શુદ્ધ કરી, મનુષ્યત્વની સર્વે ઉત્તમ સંપત્તિઓ સંપાદન કરી, છેવટે તેનું પણ અભિમાન તજી આત્મસ્વરૂપમાં સ્થિર રહેવું એ બન્નેનું ધ્યેય છે. બન્ને ધર્મોએ પુનર્જન્મના વાદને ગૃહીત કરીને જ પોતાની જીવનપદ્ધતિ રચી છે. સંસાર વ્યવહારમાં આજે જૈન અને વૈદિકો અત્યંત ગાઢ પ્રસંગમાં રોજ રોજ આવે છે; ઘણેક ઠેકાણે બન્ને વચ્ચે રોટી–બેટી વ્યવહાર પણ હોય છે. છતાં, એક બીજાના ધર્મો વિષે અત્યંત અજ્ઞાન અને ગેરસમજુતી પણ સાધારણ છે. વૈદિક ધર્મ, અવતારો, વર્ણાશ્રમવ્યવસ્થા વિષે જૈન કશું ન જાણતો હોય એવું વધારે ઓછું હોય છે; પણ જૈન ધર્મનાં તત્ત્વો, તીર્થંકરો ઇત્યાદિ વિષે વૈદિકો કાંઇ જ ન જાણતા હોય એવું અત્યંત સામાન્ય છે. એ સ્થિતિ ઇચ્છવાજેવી નથી. સર્વ ધર્મો,

---

* પાછળ 'વાદ' ઉપરની નોંધ જુઓ.

સર્વ ગ્રન્થોનું અવલોકન કરી, સર્વ મત પંથો વિષે નિર્વૈર વૃત્તિ રાખી, પ્રત્યેકમાંથી સારાસારનો વિવેક કરી સારનો સ્વીકાર અને અસારનો ત્યાગ કરવો, એ મુમુક્ષુને માટે આવશ્યક છે. કોઇ ધર્મ એવો નથી કે જેમાં સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય ઇત્યાદિકનો સ્વીકાર ન હોય; કોઇ ધર્મ એવો નથી કે જેમાં કાળે કરીને અશુદ્ધિઓ પેઠી ન હોય. માટે જેમ વર્ણાશ્રમવ્યવસ્થાના ધર્મો પાળ્યા છતાં એનું મિથ્યાભિમાન રાખવું ઉચિત નથી, તેમજ પોતાના ધર્મને અનુસર્યા છતાં એનું મિથ્યાભિમાન ત્યાજ્ય જ છે.

# નોંધ

**પૃ. ૯૮: માતૃભક્તિ**—જગતના સર્વે જ્ઞાન અને સાધુતામાં શ્રેષ્ઠ પુરુષોનાં જીવનચરિત્ર જોતાં, તેમનો માતાપિતા અને ગુરુ પ્રત્યેનો અપાર પ્રેમ ધ્યાન ખેંચે છે. જેણે બાળપણમાં માતાપિતાની તથા ગુરુની અત્યન્ત પ્રેમથી સેવા કરી તેમનો આશીર્વાદ પ્રાપ્ત નથી કર્યો એ મહાપુરુષ થઇ શકે એવું જોવામાં નહિ આવે. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઈશુ, જ્ઞાનેશ્વર, તુકારામ, એકનાથ, સહજાનંદ સ્વામી, નિષ્કુળાનંદ વગેરે સર્વે માતા પિતા કે ગુરુને જ દેવતુલ્ય સમજનારા હતા. આ સર્વે સત્પુરુષો અત્યન્ત વૈરાગ્યનિષ્ઠ પણ હતા.

ઘણાકનું એવું માનવું છે કે પ્રેમ અને વૈરાગ્ય એ બે વિરોધી વૃત્તિઓ છે. એવી માન્યતામાંથી લખાયેલાં ઘણાંએક ભજનો હિન્દુસ્તાનની જુદી જુદી ભાષાઓમાં છે. એ માન્યતાના જોરમાં સંપ્રદાયપ્રવર્તકોએ ઘણીવાર પ્રેમવૃત્તિનો નાશ થઈ જાય એવા ઉપદેશો પણ કરેલા છે. 'માતાપિતા ખોટાં છે.' 'કુટુંબીઓ સર્વે સ્વાર્થનાં જ સગાં છે,' 'કોની મા અને કોના બાપ?' વગેરે પ્રેમવૃત્તિનો નાશ કરનારી ઉપદેશશ્રેણીનો આપણા ધાર્મિક ગ્રન્થોમાં તોટો નથી. એ ઉપદેશશ્રેણીની અસર તળે આવી કેટલાક પુરુષો પ્રત્યક્ષની ભક્તિને ગૌણ કરી પરોક્ષ અવતારો અથવા કાલ્પનિક દેવોની જડ ભક્તિનું માહાત્મ્ય સમજી અથવા ભૂલભરેલા વૈરાગ્યની ભાવનાથી પ્રેરાઈ કુટુંબીઓ પ્રત્યે નિષ્ઠુર થઈ જાય છે. યાવજ્જીવન સેવા કરતાં પ્રાણ ખપી જાય

તો યે જે માતપિતા અને ગુરુના ઋણમાંથી છૂટી શકાતું નથી એવા અત્યન્ત પૂજનીય અને પવિત્ર સંબંધને પાપરૂપ, બંધનકારક કે સ્વાર્થયુક્ત લેખવો એ એક ભારેમાં ભારે ભૂલ છે. આ ભૂલે હિન્દુસ્તાનના આધ્યાત્મિક માર્ગને પણ ચેતનથી ભરી દેવાને બદલે ઊલટો જડ બનાવ્યો છે. જે સંતો મહત્તાને પામ્યા છે તેમણે કદાપિ એક કાળે એ ભૂલો કરી હોય, તોપણ એમાંથી એમને છૂટવું જ પડ્યું છે. નૈસર્ગિક રહેલ પૂજ્યભાવના, વાત્સલ્યભાવના, મિત્રભાવના વગેરેને સ્વાભાવિક સંબંધોમાં બતાવવાનું પોતાની ભૂલને લીધે અશક્ય થઇ પડવાને લીધે એમને એ ભાવનાઓ કૃત્રિમ રીતે પણ વિકસાવવી પડી છે. એટલે કોઇ દેવીમાં, પાંડુરંગમાં, બાળકૃષ્ણમાં, કનૈયામાં, દ્વારિકાધીશમાં કે દત્તાત્રેયમાં માતૃભાવ, પિતૃભાવ, પુત્રભાવ, પતિભાવ, મિત્રભાવ કે ગુરુભાવ આરોપવો પડયો છે, અથવા કોઈ બીજાને માતાપિતા માનવાં પડયાં છે કે, શિષ્ય પર પુત્રભાવ કેળવવો પડયો છે. પણ એ ભાવનાઓના વિકાસ વિના તો કોઇની ઉન્નતિ થઇ જ નથી.

વૈરાગ્ય એટલે પ્રેમનો અભાવ નહિ, પણ પ્રેમ-પાત્ર જનમાંથી સુખની ઇચ્છાનો નાશ. એમને સ્વાર્થી ગણી એમનો ત્યાગ કરવાનો ભાવ નહિ, પણ એમને વિષેના પોતાના સ્વાર્થોનો ત્યાગ અને એમને ખરું સુખ આપવા માટે પોતાની સર્વ શક્તિનો વ્યય. પ્રાણીઓ સંબંધે વૈરાગ્યની ભાવનાનું આ લક્ષણ.

પણ જડ સૃષ્ટિ પ્રત્યેનો વૈરાગ્ય એટલે ઇન્દ્રિયોના સુખ વિષે અનાસક્તિ. પંચવિષય પોતાના સુખદુઃખનું કારણ

નથી, એમ સમજી એ વિષે અસ્પૃહા થયા વિના પ્રેમવૃત્તિનો વિકાસ થવો કે આત્મોન્નતિ થવી અશક્ય છે.

પ્રેમ હોય પણ તેમાં વિવેક ન હોય, તો એ કષ્ટદાયક થાય છે. જેની ઉપર પ્રેમ છે તેને સાચું સુખ આપવાની ઈચ્છા, એનો પણ કદી વિયોગ થશે જ એ સત્યને જાણી એને સ્વીકારી લેવાની તૈયારી અને પ્રેમ છતાં બીજાં કર્તવ્યોનું પાલન એ વિવેકની નિશાનીઓ છે. એ વિવેક ન હોય તો પ્રેમ મોહરૂપ કહેવાય.

પૃ. ૯૩ : વાદ—જે પરિણામો આપણને પ્રત્યક્ષપણે માલુમ પડે છે, પણ તેનાં કારણો અત્યંત સૂક્ષ્મતાને લીધે અથવા બીજાં કોઇ કારણને લીધે પ્રત્યક્ષ પ્રમાણથી ઠરાવી શકાતાં નથી, તે પરિણામો સમજાવવા તેનાં કારણો વિષે જે કલ્પના કરવામાં આવે છે તે વાદ, (hypothesis theory) કહેવાય. ઉદાહરણાર્થે, સૂર્યનાં કિરણો આપણી પૃથ્વી સુધી આવે છે એ આપણે રોજ જોઇએ છીએ. એ પરિણામ આપણને પ્રત્યક્ષ છે. પણ એ કિરણો કરોડો માઇલનું અંતર કાપી આપણી આંખ સાથે કેમ અથડાય છે, એટલે તેજનાં કિરણો પ્રકાશમાન વસ્તુમાં જ ન રહેતાં આગળ કેમ વધે છે, એ કારણ આપણે પ્રત્યક્ષ રીતે જાણી શકતા નથી. પણ કારણ વિના કાર્ય હોઇ શકે નહિ એમ આપણી ખાતરી હોવાથી, આપણે કંઇ પણ કારણની કલ્પના કરવા પ્રયત્ન કરીએ છીએ; દાખલા તરીકે કિરણની બાબતમાં 'ઈથર' તત્ત્વનાં આંદોલન એ પ્રકાશનો અનુભવ અને વિસ્તારનું કારણ કલ્પાય છે. આંદોલનની આવી કલ્પના એ વાદ ગણાય. એવાં આંદોલનો છે જ એમ કદી પુરાવાથી સાબીત નહિ થાય. આવી કલ્પના જેટલી

સરળ, સર્વ સ્થળ પરિણામો સમજાવવા માટે બંધબેસતી તેટલો એ વાદ વિશેષ ગ્રાહ્ય થાય છે. પણ જુદા જુદા વિચારકો જુદી જુદી કલ્પનાઓ અથવા વાદો રચી એક જ પરિણામને સમજાવે. ત્યારે એ વાદો વિષે મતભેદ થાય છે. માયાવાદ, પુનર્જન્મવાદ વગેરે આ પ્રકારના વાદો છે. એ જીવન તથા જગતને સમજાવવા માટેની કલ્પનાઓ જ છે એ ભૂલવું ન જોઇએ. જેની બુદ્ધિમાં જે વાદ રુચે તે ગ્રહણ કરી એ બન્નેને સમજી લેવા એમાં દોષ નથી; પણ એ વાદને એક સિદ્ધાન્ત એટલે સાબીત કરેલી વસ્તુ તરીકે સ્વીકારવામાં આવે છે ત્યારે વાદભેદને માટે ઝગડાઓ કરવા તરફ જ પ્રવૃત્તિ થાય છે. ધર્મના વિષયમાં અનેક મતપંથો પોતાનો વાદ વિશેષ સયુક્તિક છે એ ઠરાવવા માટે જ માથાફૂટ કરે છે. એટલેથી જ અટકે તોપણ એક વાત છે. પણ એ વાદને સિદ્ધાન્ત તરીકે માની લઈ એનાં પાછાં પ્રત્યક્ષ રીતે અનુભવાય એથી જુદાં પરિણામોના તર્કશાસ્ત્રના નિયમોથી અનુમાનો કાઢી, તે ઉપરથી જીવનનું ધ્યેય, ધર્માચારની વ્યવસ્થા, નીતિના નિયમો, ભોગ અને સંયમની મર્યાદાઓ વગેરે રચવામાં આવે છે, ત્યારે મુશ્કેલીઓનો છેડો જ નથી આવતો.

જિજ્ઞાસુને કોઈ પણ વાદને શરૂઆતમાં સ્વીકારવો તો પડે. પણ એણે એને સિદ્ધાન્ત માની એ વિષે અત્યાગ્રહ રાખવો ઉચિત નથી. જેવી કલ્પના પર સ્થિર થઇએ તેવી જાતનો અનુભવ લઈ શકાય એવું ચિત્તમાં આશ્ચર્ય રહ્યું છે. કોઈ માણસ પોતાને રાજા ગણ્યા કરે તો તેની એ કલ્પના એવી દૃઢ થાય કે કેટલેક દિવસે એ પોતામાં રાજાપણું જ અનુભવે. પણ એ પ્રકારે કરેલો કલ્પનાનો કે વાદનો સાક્ષાત્કાર એ કાંઇ સત્ય સાક્ષાત્કાર

નથી. જે અનુભવ કોઈ પણ વાદ કે કલ્પનાથી પર હોય તે જ સત્ય.

એ રીતે વિચારતાં માલમ પડી આવશે કે મૈત્રીનું સુખ પ્રત્યક્ષ છે, વૈરાગ્યની શાન્તિ પ્રત્યક્ષ છે. માતાપિતા અને ગુરુની સેવાનું શુભ પરિણામ પ્રત્યક્ષ છે, પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ રાખવાનું ફળ પ્રત્યક્ષ છે, શમ–દમનાં પરિણામો પ્રત્યક્ષ છે; બીજી બાજુએ, ભોગ–વિલાસનાં માઠાં ફળો પ્રત્યક્ષ છે, વૈરભાવથી થતી માનસિક વેદના પ્રત્યક્ષ છે, માતાપિતા, ગુરુ વગેરેને કનડવાથી થતી તિરસ્કારપાત્રતા પ્રત્યક્ષ છે. ભગવાન મહાવીર કહે છે તેમ સ્વર્ગનું સુખ પરોક્ષ છે; મોક્ષ (મૂઆ પછી જન્મ–મરણ વિનાની દશા) નું સુખ અત્યંત પરોક્ષ છે, પણ પ્રશમ, (નિર્વાસના, નિઃસ્પૃહતા)નું સુખ પ્રત્યક્ષ છે.

## બુદ્ધ-મહાવીર

### [ સમાલોચના ]

*જન્મ-મરણથી મુક્તિ*

બુદ્ધ અને મહાવીર એ આર્ય સંતોની પ્રકૃતિનાં બે ભિન્ન સ્વરૂપો છે. જગતમાં જે સુખ અને દુઃખનો સર્વને અનુભવ થાય છે તે સત્કર્મ અને દુષ્કર્મનાં પરિણામ રૂપે છે એમ સ્પષ્ટ જણાય છે. જે સુખ અથવા દુઃખનું કારણ શોધી શકાતું નથી, તે પણ કોઇક કાળે થયેલાં કર્મનું જ પરિણામ હોઇ શકે. હું ન હતો અને નહિ હોઇશ, એવું મને કદી લાગતું નથી; તે પરથી આ જન્મ પહેલાં હું ક્યાંક પણ હોવો જ જોઇએ અને મરણ પછી ક્યાંક હોઇશ જ; તે સમયે પણ મેં કર્મ કર્યાં જ હશે, અને તે મારા આ જન્મનાં સુખ-દુઃખનું કારણ હોવાં જોઈએ. ઘડિયાળનું લોલક જેમ ડાબી બાજુથી જમણી બાજુએ અને જમણીથી ડાબી બાજુએ ઝૂલ્યાં જ કરે છે, તેમ હું જન્મ અને મરણની વચ્ચે ઝોલાં ખાનારો જીવ છું. કર્મની ચાવીથી એ લોલકને ગતિ મળી છે અને મળતી જાય છે, જ્યાં સુધી એ ચાવી ચડેલી છે, ત્યાં સુધી મારાથી એ ઝોલાંમાંથી છૂટાશે નહિ. એ ઝોલાંની સ્થિતિ દુઃખકારક છે; એમાં કદીક સુખનો અનુભવ થાય છે, પણ તે અત્યંત ક્ષણિક છે; એટલું જ

નહિ પણ એ જ સામો ધક્કો લાગવામાં કારણ રૂપ થાય છે, અને તેથી પરિણામે દુઃખ રૂપ જ છે. મારે એ દુઃખકારક ઝોલાંમાંથી છૂટવું જ જોઈએ, કોઈ પણ પ્રકારે મારે એ ચાવીનો ફેર ઉતારવો જોઇએ. આવા પ્રકારની વિચારશ્રેણીથી પ્રેરાઈ કેટલાક આર્યો જન્મ મરણનાં ઝોલાંમાંથી છૂટવાને—મોક્ષ મેળવવાને–વિવિધ પ્રકારના પ્રયત્ન કરે છે. કર્મની ચાવી જેમ બને તેમ જલદી ખપાવી દેવાના એ પ્રયત્નો કરે છે. આર્ય પ્રજામાં થયેલા ઘણાક મુમુક્ષુઓ આ પુનર્જન્મના વાદથી ઉત્તેજિત થઇ મોક્ષની શોધે લાગેલા છે. એની શોધ-ખોળમાં જેને જે જે માર્ગે શાન્તિ થઈ—જન્મ-મરણ-ની બીક ટળી ગઇ—તેણે તે તે માર્ગોનો પ્રચાર કર્યો. એ માર્ગોની શોધમાં જ અનેક પ્રકારનાં દર્શન-શાસ્ત્રો ઉપજ્યાં. મહાવીર આ પ્રકારની પ્રકૃતિનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.

**દુઃખમાંથી મુક્તિ**

૨. બુદ્ધની પ્રકૃતિ આથી ભિન્ન છે. જન્મ પહેલાંની અને મરણ પછીની સ્થિતિની ચિંતા કરવાની એમને હોંશ નથી. જન્મ જો દુઃખ રૂપ હોય તો પણ આ જન્મનું દુઃખ તો સહન થઇ ગયું. પુનર્જન્મ આવતો હશે તો આ જીવનનાં સુકૃત અને દુષ્કૃતને અનુસરીને જ આવશે. માટે આ જન્મ જ—આગલા જન્મનો કહો કે મોક્ષનો કહો—સર્વેનો આધાર છે. આ જીવનને સુધારીએ તો ભવિષ્યના જન્મોની ચિંતા કરવાની કશી જરૂર નથી. કારણ કે જેણે આ જન્મ

સુધાર્યો છે તેનો બીજો જન્મ આજ કરતાં ખરાબ આવે તો સત્કર્મનું ફળ દુઃખ થાય એમ ઠરે. હવે રહ્યાં આ જીવનનાં સુખદુઃખો. આ જીવનનાં તો પાંચ જ દુઃખ અનિવાર્યપણે બાકી રહે છે. જરા, વ્યાધિ, મરણ, પ્રિય વસ્તુનો વિયોગ અને અપ્રિય વસ્તુનો યોગ. તે ઉપરાંત તૃષ્ણાને લીધે પણ સુખદુઃખો ભોગવાય છે. જો કોઇ શોધ કરવા જેવી હોય તો આ દુઃખોમાંથી છૂટવાના માર્ગની; જગતની સેવા કરવાની હોય તો આ વિષયમાં જ કરવા જેવી છે. આ વિચારથી પ્રેરાઇ એ આ દુઃખોનું ઓસડ શોધવા નીકળી પડયા. આ દુઃખોમાંથી હું છૂટું અને જગતને છોડાવી સુખી કરૂં. દીર્ઘ કાળના પ્રયત્ન પછી એમણે જોયું કે પહેલાં પાંચ દુઃખો અનિવાર્ય છે. એને સહન કરવા મનને બળવાન કર્યે જ છૂટકો છે. પરંતુ બીજાં દુઃખો તૃષ્ણાથી ઉત્પન્ન થતાં હોવાથી એનો નાશ કરવો શક્ય છે. બીજો જન્મ આવશે તો તે પણ તૃષ્ણાઓનાં બળને લીધે જ. મનને ચિંતન કરતું હંમેશને માટે રોકી શકાતું નથી. એ જો સદ્વિષયમાં ન લાગે તો વાસનાઓ જ ભેગી કર્યાં કરશે. માટે એને સદ્વિષયમાં વળગાડી રાખવાનો પ્રયત્ન કરવો, એ જ પરમ પુરુષાર્થ છે. એથી સાત્ત્વિક વૃત્તિનાં સુખ અને શાન્તિ પ્રત્યક્ષ-પણે મળશે; એથી બીજાં પ્રાણીઓને સુખ થશે; એથી મન તૃષ્ણામાં તણાયા કરશે નહિ; એથી જગતની સેવા થશે. તૃષ્ણા જ પુનર્જન્મનું કારણ છે એ વાત સત્ય હોય તો મન નિર્વાસનિક થવાથી પુનર્જન્મની

ભીતિ રાખવાની જરૂર નથી. ध्रुवं जन्म मृतस्य च એ વાત ખરી હોય તોપણ સદ્વિષયમાં જ લાગી રહેલા મનને ચિંતા કરવાની જરૂર નથી. આ જન્મમાં જે પાંચ અનિવાર્ય દુઃખ છે તેથી છઠ્ઠું દુઃખ બીજે જન્મે પણ આવવાનું નથી. એ દુઃખને માટે જો આજે તૈયારી હોય, તો પછી બીજા જન્મમાં પણ એ સહન કરવાં પડશે, એવી ચિંતાથી મૂંઝાવાની જરૂર નથી. માટે જન્મમરણ વગેરે દુઃખોની બીક ટાળી, મનને શુભ પ્રવૃત્તિ, શુભ વિચાર વગેરેમાં લગાડી દેવું, એ શાન્તિનો નિશ્ચયપૂર્વક માર્ગ છે. આ માર્ગને વિશેષ વિસ્તારપૂર્વક સમજાવી બુદ્ધે આર્ય અષ્ટાંગિક માર્ગનો ઉપદેશ કર્યો. એમાં એમણે કોઈ વાદો, પરોક્ષપૂજા કે કોઈ બુદ્ધિ વિરહિત શ્રદ્ધેય વસ્તુ કે વિધિઓનું સ્થાપન કર્યું નહિ.

૩. જે સુખની ઈચ્છા કરે છે, તે જ દુઃખી છે; જે સ્વર્ગની ઈચ્છા રાખે છે, તે જ નિષ્કારણ નરકયાતના ભોગવે છે; જે મોક્ષની વાસના રાખે છે, તે જ પોતાને બદ્ધ જુએ છે, જે દુઃખને આવકાર આપવા નિરન્તર તૈયાર છે, તે હમેશાં શાન્ત જ છે; જે સતત સદ્વિચાર અને સત્કર્મમાં મશગુલ છે, તેને જેમ આ જન્મ આવ્યો; તેમ બીજા હજાર જન્મો આવે તોપણ શી ફિકર છે? એ પુનર્જન્મની ઈચ્છા પણ રાખતો નથી, અને એથી ડરતો પણ નથી. જે સુખી પ્રાણીઓ પ્રત્યે સદૈવ મિત્રભાવથી જુએ છે, દુઃખી પ્રત્યે કરુણાથી ભરાઈ જાય છે, પુણ્યશાળીને જોઈને આનંદિત થાય છે અને

પાપીઓને સુધારી ન શકે તો એમને માટે નિદાન દયાભાવ અને અહિંસાવૃત્તિ રાખી રહ્યો છે, તેને જગતમાં શું ભયાનક લાગે? એનું જીવતર જગતને ભાર રૂપ થવાનો સંભવ જ ક્યાં છે? અને છતાં કોઇને એનો પણ મત્સર આવે તો યે એ એને વ્યાધિ, મરણ, પ્રિય વસ્તુનો વિયોગ, કે અપ્રિય વસ્તુનો યોગ, એ સિવાય બીજું કયું દુઃખ આપવાનો હતો? આવી ભૂમિકા ઉપર દૃઢ થઈ બુદ્ધે શાન્તિ પ્રાપ્ત કરી. સુખની પ્રાપ્તિ અને દુઃખનો નાશ કેમ થાય એ શોધવું, એ બુદ્ધની પ્રકૃતિના મુમુક્ષુનો સ્વભાવ છે.

સત્યની જિજ્ઞાસા

૪. આ અન્ને પ્રયત્નોમાં સત્યનાં અન્વેષણની જરૂર પડે જ છે. જગતનું સત્ય તત્ત્વ શું છે? હું-હું કરીને આ દેહની અંદર જે ભાન થયા કરે છે, તે 'હું' કોણ છું, કેવો છું, કેટલો છું? આ જગત શું છે? મારી અને જગત વચ્ચે શો સંબંધ છે? ત્રીજી પ્રકૃતિના કેટલાક આર્યોએ સત્યતત્ત્વની શોધ માટે જ પ્રયત્ન કર્યો. પણ, જેમ બીજને જાણ્યાથી ઝાડનું સર્વસ્વ જ્ઞાન થતું નથી, અથવા ઝાડને જાણ્યાથી બીજનું અનુમાન થતું નથી, તેમ કેવળ છેવટનું સત્યતત્ત્વ જાણવાથી ખરી શાન્તિ થતી નથી; અને બુદ્ધે ઉપદેશેલી ભૂમિકા ઉપર આરૂઢ થયા પછી પણ સત્યતત્ત્વની જિજ્ઞાસા રહી જાય તો તેને પણ અશાન્તિ રહી જાય છે. સત્યને જાણીને પણ અંતે બુદ્ધની ભૂમિકા ઉપર દૃઢ થવું પડે છે; અથવા બુદ્ધની ભૂમિકા ઉપર

ભીતિ રાખવાની જરૂર નથી. ध्रुवं जन्म मृतस्य च એ વાત ખરી હોય તોપણ સદ્વિષયમાં જ લાગી રહેલા મનને ચિંતા કરવાની જરૂર નથી. આ જન્મમાં જે પાંચ અનિવાર્ય દુઃખ છે તેથી છઠ્ઠું દુઃખ બીજે જન્મે પણ આવવાનું નથી. એ દુઃખને માટે જો આજે તૈયારી હોય, તો પછી બીજા જન્મમાં પણ એ સહન કરવાં પડશે, એવી ચિંતાથી મૂંઝાવાની જરૂર નથી. માટે જન્મમરણ વગેરે દુઃખોની બીક ટાળી, મનને શુભ પ્રવૃત્તિ, શુભ વિચાર વગેરેમાં લગાડી દેવું, એ શાન્તિનો નિશ્ચયપૂર્વક માર્ગ છે. આ માર્ગને વિશેષ વિસ્તારપૂર્વક સમજાવી બુદ્ધે આર્ય અષ્ટાંગિક માર્ગનો ઉપદેશ કર્યો. એમાં એમણે કોઈ વાદો, પરોક્ષપૂજા કે કોઈ બુદ્ધિ વિરહિત શ્રદ્ધેય વસ્તુ કે વિધિઓનું સ્થાપન કર્યું નહિ.

૩. જે સુખની ઈચ્છા કરે છે, તે જ દુઃખી છે; જે સ્વર્ગની ઈચ્છા રાખે છે, તે જ નિષ્કારણ નરકયાતના ભોગવે છે; જે મોક્ષની વાસના રાખે છે, તે જ પોતાને બદ્ધ જુએ છે, જે દુઃખને આવકાર આપવા નિરન્તર તૈયાર છે, તે હમેશાં શાન્ત જ છે; જે સતત સદ્વિચાર અને સત્કર્મમાં મશગુલ છે, તેને જેમ આ જન્મ આવ્યો; તેમ બીજા હજાર જન્મો આવે તોપણ શી ફિકર છે? એ પુનર્જન્મની ઈચ્છા પણ રાખતો નથી, અને એથી ડરતો પણ નથી. જે સુખી પ્રાણીઓ પ્રત્યે સદૈવ મિત્રભાવથી જુએ છે, દુઃખી પ્રત્યે કરુણાથી ભરાઈ જાય છે, પુણ્યશાળીને જોઈને આનંદિત થાય છે અને

વ્યાધિઓને સુધારી ન શકે તો એમને માટે નિદાન ક્ષમાભાવ અને અહિંસાવૃત્તિ રાખી રહો છો, તેને જગતમાં શું ભયાનક લાગે? એવું ભયંકર જગતને ભાર રૂપ થવાનો સંભવ જ ક્યાં છે? અને છતાં કોઈને એનો પણ મત્સર આવે તો તે એ એને વ્યાધિ, મરણ, પ્રિય વસ્તુનો વિયોગ, કે અપ્રિય વસ્તુનો યોગ, એ સિવાય બીજું કયું દુઃખ આપવાનો હતો? આવી ભૂમિકા ઉપર દૃઢ થઈ બુદ્ધે શાન્તિ પ્રાપ્ત કરી સુખની પ્રાપ્તિ અને દુઃખનો નાશ કેમ થાય એ શોધ્યું, એ બુદ્ધની પ્રકૃતિના મુમુક્ષુનો સ્વભાવ છે.

**સત્યની જિજ્ઞાસા**

૪. આ બન્ને પ્રયત્નોમાં સત્યનાં અન્વેષણની જરૂર પડે જ છે. જગતનું સત્ય તત્ત્વ શું છે? હું-હું કરીને આ દેહની અંદર જે ભાન થયા કરે છે, તે 'હું' કોણ છું, કેવો છું, કેટલો છું? આ જગત શું છે? મારી અને જગત વચ્ચે શો સંબંધ છે? બીજી પ્રકૃતિના કેટલાક આર્યોએ સત્યતત્ત્વની શોધ માટે જ પ્રયત્ન કર્યો. પણ, જેમ બીજને જાણવાથી ઝાડનું સર્વસ્વ જ્ઞાન થતું નથી, અથવા ઝાડને જાણવાથી બીજનું અનુમાન થતું નથી, તેમ કેવળ છેવટનું સત્યતત્ત્વ જાણવાથી ખરી શાન્તિ થતી નથી; અને બુદ્ધે ઉપદેશેલી ભૂમિકા ઉપર આરૂઢ થયા પછી પણ સત્યતત્ત્વની જિજ્ઞાસા રહી જાય તો તેને પણ અશાન્તિ રહી જાય છે. સત્યને જાણીને પણ અંતે બુદ્ધની ભૂમિકા ઉપર દૃઢ થવું પડે છે; અથવા બુદ્ધની ભૂમિકા ઉપર

ભીતિ રાખવાની જરૂર નથી. ध्रुवं जन्म मृतस्य च એ વાત ખરી હોય તોપણ સદ્વિષયમાં જ લાગી રહેલા મનને ચિંતા કરવાની જરૂર નથી. આ જન્મમાં જે પાંચ અનિવાર્ય દુઃખ છે તેથી છઠ્ઠું દુઃખ બીજે જન્મે પણ આવવાનું નથી. એ દુઃખને માટે જો આજે તૈયારી હોય, તો પછી બીજા જન્મમાં પણ એ સહન કરવાં પડશે, એવી ચિંતાથી મૂંઝાવાની જરૂર નથી. માટે જન્મમરણ વગેરે દુઃખોની બીક ટાળી, મનને શુભ પ્રવૃત્તિ, શુભ વિચાર વગેરેમાં લગાડી દેવું, એ શાન્તિનો નિશ્ચયપૂર્વક માર્ગ છે. આ માર્ગને વિશેષ વિસ્તારપૂર્વક સમજાવી બુદ્ધે આર્ય અષ્ટાંગિક માર્ગનો ઉપદેશ કર્યો. એમાં એમણે કોઈ વાદો, પરીક્ષપૂજા કે કોઈ બુદ્ધિ વિરહિત શ્રદ્ધેય વસ્તુ કે વિધિઓનું સ્થાપન કર્યું નહિ.

૩. જે સુખની ઈચ્છા કરે છે, તે જ દુઃખી છે; જે સ્વર્ગની ઈચ્છા રાખે છે, તે જ નિષ્કારણ નરકયાતના ભોગવે છે; જે મોક્ષની વાસના રાખે છે, તે જ પોતાને બદ્ધ જુએ છે, જે દુઃખને આવકાર આપવા નિરન્તર તૈયાર છે, તે હમેશાં શાન્ત જ છે; જે સતત સદ્વિચાર અને સત્કર્મમાં મશગુલ છે, તેને જેમ આ જન્મ આવ્યો; તેમ બીજા હજાર જન્મો આવે તોપણ શી ફિકર છે? એ પુનર્જન્મની ઈચ્છા પણ રાખતો નથી, અને એથી ડરતો પણ નથી. જે સુખી પ્રાણીઓ પ્રત્યે સદૈવ મિત્રભાવથી જુએ છે, દુઃખી પ્રત્યે કરુણાથી ભરાઈ જાય છે, પુણ્યશાળીને જોઇને આનંદિત થાય છે અને

દઢ થઈ, સત્યની શોધ બાકી રહે છે. પણ જેમ આડને જાણનારા મનુષ્યને બીજને શોધવા માટે માત્ર ફળની ઋતુ આવે એટલી જ વાર છે તેમ એ ભૂમિકા ઉપર આવેલાને સત્ય આઘું નથી થતું.

નિશ્ચિત ભૂમિકા

૫. જન્મમૃત્યુના ફેરામાંથી મુક્તિ ઇચ્છનારાને, હર્ષશોકમાંથી મુક્તિ ઇચ્છનારાને, આત્માની શોધ કરનારાને,—સર્વેને અંતે તો વ્યાવહારિક જીવનમાં બુદ્ધની જ ભૂમિકાએ આવવું પડે છે. ચિત્તની શુદ્ધિ, નિરહંકાર, સર્વે વાદો-કલ્પનાઓ વિષે અનાગ્રહ, શારીરિક, માનસિક કે કોઇ પણ પ્રકારના સુખ માટે નિરપેક્ષા, બીજા ઉપર નૈતિક સત્તા ચલાવવાની પણ અનિચ્છા, જે છોડી ન શકાય એવી રીતે પોતાને આધીન છે તેનું અન્યને માટે અર્પણ—એ જ શાન્તિનો માર્ગ છે; એમાં જ જગતની સેવા છે; પ્રાણીમાત્રનું સુખ છે; એ જ ઉત્કર્ષનો ઉપાય છે. જેમ કોઈને કહીએ કે આ રસ્તે રસ્તે ચાલ્યો જા, જ્યાં એ રસ્તો પૂરો થશે ત્યાં તારે જે ઘેર જવું છે તે આવશે; તેમ આ માર્ગે ચાલી જનાર સત્યતત્ત્વ આગળ આવીને ઊભો રહેશે. બહુ બાકી રહેશે તો માત્ર ત્યાંના કોઈ રહેવાસીને પૂછીને ખાતરી કરી લેવાનું કે આ જ સત્યતત્ત્વ કે નહિ ?

બુદ્ધપ્રકૃતિની વિરલતા

૬. પણ બુદ્ધને જગત જીરવી શક્યું નથી. વાદોની કે પરીક્ષની પૂજામાં પડયા વિના, ઐહિક કે પારલૌકિક કોઈ પણ જાતના સુખની આશા રાખ્યા વિના વિરલ

મનુષ્યો જ સત્ય, સદાચાર અને સદ્વિચારને જ લક્ષ્ય બનાવી તેની ઉપાસના કરે છે. એ વાદો, પૂજાઓ અને આશાઓના સંસ્કાર એટલા બળવાન થઇ પડે છે કે બુદ્ધિને એના બંધનમાંથી છોડાવ્યા પછી પણ વ્યવહારમાં એનું બંધન છોડી શકાતું નથી. અને એવા મનુષ્યનો વ્યવહાર જગતને દૃષ્ટાંત રૂપ થતો હોવાથી જગત એ સંસ્કારોને વધારે જોરથી વળગી રહે છે. બુદ્ધના અનુયાયીઓ પણ વાદો અને પરોક્ષ દેવોની પૂજામાં જ પડ્યા, અને તેથી જગત ચાલતું હતું તેમજ પાછું ચાલ્યા કર્યું છે.×

× બધા પ્રકારની ભક્તિમાંથી આદર ઉઠાડવાના આશયથી આ લખાયું નથી. આપણા જેવા સામાન્ય મનુષ્યો માટે પરાવલંબનમાંથી સ્વાવલંબનમાં, અસત્યમાંથી સત્યમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં જવાનો માર્ગ રહ્યો છે. પણ ધ્યેય સ્વાવલંબનમાં, સત્યમાં અને જ્ઞાનમાં પહોંચવાનું હોવું જોઇએ, અને ભક્તિનો ઉદ્દેશ્ય ચિત્તશુદ્ધિ હોવો જોઇએ એ ભૂલાવું ન જોઇએ.

પૂર્વ કાળમાં થઇ ગયેલા અવતારી પુરુષો આપણને દીવાદાંડી જેવા છે. એમની ભક્તિ એટલે એમના ચારિત્રનું સતત ધ્યાન. એમની ભક્તિનો નિષેધ થઈ શકે જ નહિ પણ જેમ અવતારો પરોક્ષ થતા જાય છે, તેમ એનું માહાત્મ્ય વધારે જણાય છે; તેમ ન થતાં આપણા કાળના સંત પુરુષોને શોધી તેમનો મહિમા સમજતાં આવડવો જોઇએ. જગત જેમ અસુર રહિત નથી, તેમ સંત રહિત પણ નથી થતું.

દઢ થઈ, સત્યની શોધ બાકી રહે છે. પણ જેમ ઝાડને જાણનારા મનુષ્યને બીજને શોધવા માટે માત્ર ફળની ઋતુ આવે એટલી જ વાર છે તેમ એ ભૂમિકા ઉપર આવેલાને સત્ય આઘું નથી થતું.

**નિશ્ચિત ભૂમિકા**

૫. જન્મમૃત્યુના ફેરામાંથી મુક્તિ ઇચ્છનારાને, હર્ષશોકમાંથી મુક્તિ ઇચ્છનારાને, આત્માની શોધ કરનારાને,—સર્વેને અંતે તો વ્યાવહારિક જીવનમાં બુદ્ધની જ ભૂમિકાએ આવવું પડે છે. ચિત્તની શુદ્ધિ, નિરહંકાર, સર્વે વાદો-કલ્પનાઓ વિષે અનાગ્રહ, શારીરિક, માનસિક કે કોઇ પણ પ્રકારના સુખ માટે નિરપેક્ષા, બીજા ઉપર નૈતિક સત્તા ચલાવવાની પણ અનિચ્છા, જે છોડી ન શકાય એવી રીતે પોતાને આધીન છે તેનું અન્યને માટે અર્પણ—એ જ શાન્તિનો માર્ગ છે; એમાં જ જગતની સેવા છે; પ્રાણીમાત્રનું સુખ છે; એ જ ઉત્કર્ષનો ઉપાય છે. જેમ કોઇને કહીએ કે આ રસ્તે રસ્તે ચાલ્યો જા, જ્યાં એ રસ્તા પૂરો થશે ત્યાં તારે જે ઘેર જવું છે તે આવશે; તેમ આ માર્ગે ચાલી જનાર સત્યતત્ત્વ આગળ આવીને ઊભો રહેશે. બહુ બાકી રહેશે તો માત્ર ત્યાંના કોઈ રહેવાસીને પૂછીને ખાતરી કરી લેવાનું કે આ જ સત્યતત્ત્વ કે નહિ ?

**બુદ્ધપ્રકૃતિની વિરલતા**

૬. પણ બુદ્ધને જગત જીરવી શકયું નથી. વાદોની કે પરોક્ષની ધૂળમાં પડયા વિના, ઐહિક કે પારલૌકિક કોઈ પણ જાતના સુખની આશા રાખ્યા વિના વિરલ

મનુષ્યો જ સત્ય, સદાચાર અને સદ્વિચારને જ લક્ષ્ય બનાવી તેની ઉપાસના કરે છે. એ વાદો, પૂજાઓ અને આશાઓના સંસ્કાર એટલા બળવાન થઇ પડે છે કે બુદ્ધિને એના બંધનમાંથી છોડાવ્યા પછી પણ વ્યવહારમાં એનું બંધન છોડી શકાતું નથી. અને એવા મનુષ્યનો વ્યવહાર જગતને દૃષ્ટાંત રૂપ થતો હોવાથી જગત એ સંસ્કારોને વધારે જોરથી વળગી રહે છે. બુદ્ધના અનુયાયીઓ પણ વાદો અને પરોક્ષ દેવોની પૂજામાં જ પડ્યા, અને તેથી જગત ચાલતું હતું તેમજ પાછું ચાલ્યા કર્યું છે.×

---

× બધા પ્રકારની ભક્તિમાંથી આદર ઉઠાડવાના આશયથી આ લખાયું નથી. આપણા જેવા સામાન્ય મનુષ્યો માટે પરાવલંબનમાંથી સ્વાવલંબનમાં, અસત્યમાંથી સત્યમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં જવાનો માર્ગ રહ્યો છે. પણ ધ્યેય સ્વાવલંબનમાં, સત્યમાં અને જ્ઞાનમાં પહોંચવાનું હોવું જોઇએ, અને ભક્તિનો ઉદ્દેશ્ય ચિત્તશુદ્ધિ હોવો જોઇએ એ ભૂલાવું ન જોઇએ.

પૂર્વ કાળમાં થઇ ગયેલા અવતારી પુરુષો આપણને દીવાદાંડી જેવા છે. એમની ભક્તિ એટલે એમના ચારિત્રનું સતત ધ્યાન. એમની ભક્તિનો નિષેધ થઈ શકે જ નહિ પણ જેમ અવતારો પરોક્ષ થતા જાય છે, તેમ એનું માહાત્મ્ય વધારે જણાય છે; તેમ ન થતાં આપણા કાળના સંત પુરુષોને શોધી તેમનો મહિમા સમજતાં આવડવો જોઇએ. જગત જેમ અસુર રહિત નથી, તેમ સંત રહિત પણ નથી થતું.



# લેખકનાં ૭ બીજાં ૭ પુસ્તકો



